બાલસાહિત્યના લબ્ધપ્રતિષ્ઠ લેખક, સંપાદક અને આગેવાન પ્રકાશક તરીકે શ્રી. નાગરદાસ પટેલનું નામ ખૂબ જાણીતું છે.

★ ★ ★

એમનાં લખાણની ખૂબી તો એ છે કે એમનું પુસ્તક એક વખત હાથમાં લીધાં પછી વાંચકનું મન એવું તો જકડી રાખે છે કે તે પૂરૂ કર્યા વગર ચેન પડતું નથી.

★ ★ ★

બાલસાહિત્યનાં પ્રકાશનોમાં શ્રી. નાગરદાસ ની એક વ્યવસ્થિત યોજના અને પ્રગતિવાન દૃષ્ટિ છે. તેવી જ સુંદર યોજના એમણે કિશોર અને કુમારસાહિત્ય માટે કરી છે.

★ ★ ★

મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી સાહસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને

સાહસ કથાવલિ : પુસ્તક નવમું

# આંગળાંની છાપ

સંપાદક

નાગરદાસ ઇ. પટેલ

સવા રૂપિયો

બાલવિનોદ કાર્યાલય
૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઇ ૨

: પ્રકાશક :
નંદલાલ મોહનલાલ ઠક્કર
એન. એમ. ઠક્કરની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨



આવૃત્તિ પહેલી
૧૯૪૮



: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
"રજની પ્રિન્ટરી"
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨

# પરિચય



**સા**હસ, શૌર્ય, ભેદ, બુદ્ધિચાતુર્ય અને ગુન્હાશોધનનાં અવનવાં પરાક્રમોને લગતી મગજશક્તિના વિકાસને તાલીમ આપે એવી રસિક વાર્તાઓ વાંચવાની કુમાર-જીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘકાલ પર્યંત કાયમ રહે છે. એ વૃત્તિને અનુકૂળ અને પ્રેરણાદાયી વાંચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

**મા**નવ જીવનનો આ રીતે અનેકવિધ વિકાસ કરી શકે એવી અત્યંત પ્રેરણાદાયી તેમજ રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ કથાવલિ' માં કરવામાં

આવી છે. એમાં અંગ્રેજી સાહિત્યના આ વિષયના સાહિત્યસમ્રાટોની દિલચસ્પ વાર્તાઓ ઉપરથી તૈયાર કરેલી તેમજ કેટલીક મૌલિક કથાઓ આપવામાં આવશે. એ દરેકનું વસ્તુ અને વાતાવરણ ગુજરાતને અનુકૂળ રહેશે.

બાલસાહિત્યની અમારી વિવિધ ગ્રંથમાળાઓનો ગુજરાતે સુંદર સત્કાર કરી અમને પ્રોત્સાહન આપ્યું છે તેવી જ રીતે આ ગ્રંથાવલિને પણ ગુજરાતે અપનાવી છે એ જાણીને સંતોષ થાય છે.

નાગરદાસ પટેલ



## અનુક્રમ





# આંગળાંની છાપ



## આંગળાંની છાપ

અનંતરાય સી. બક્ષીની જાતના માણસોને માટે અમને બિલકુલ માન નથી અને ન જ હોવું જોઇએ. સમાજને માટે એમની હસ્તિ ઘણી જ ભયંકર છે એવી અમારી દૃઢ માન્યતા છે.

સાપ કરડે તેના ઝેરથી માણસ મરી જાય, વાઘ ફાડી નાખે કે સિંહ ચીરી નાખે ને મરી જાય એ સંજોગોમાં થતું મરણ હજારગણું સારૂં છે. મરનારને જેમ ઓછી મુદતની યાતના ભોગવવી પડે તેમ મૃત્યુ વધારે સારૂં. હૃદય બંધ થાય કે એકાએક મરી જાય એ અત્યુત્તમ.

પણ શરીરમાં એક જગ્યાએ કાપ મૂકાય, ત્યાંથી ટીપેટીપે લોહી ટપકતું જાય, નબળાઈ આવતી જાય અને લાંબા સમય સુધી અસહ્ય યાતના ભોગવવી પડે ને પછી મરણ આવે એ ઘણું જ ભયંકર છે, અને ઉપરની કંડિકામાં જણાવ્યા મુજબના મરણને સારાં ગણાવવાને સરજાયેલું છે.

અનંતરાય સી. બક્ષી જેવા સફેદઠગ અને અંગ્રેજીમાં જેને 'બ્લેક મેઈલર' કહે છે તે પદ્ધતિના હરામખોરોના સકંજામાં જે કમનસીબ માણસો સપડાય છે તેમની દશા બહુ જ બુરી થાય છે અને શરીરમાં કાપ મૂકી ટીપેટીપે લોહી કાઢીને મારી નાખવાની યાતના કરતાં પણ હજારગણી બૂરી વેદના એમને ભોગવવી પડે છે. એ મરે છે તો પણ એટલા તરફડાટ અને રહેંસાટ પછી મરણ પામે છે કે ના પૂછો વાત! એની કલ્પના કરવી પણ મુશ્કેલ છે, ભયંકર છે.

જયંતને આ જાતના માણસો માટે હદપારની સુગ હતી છતાં એ પ્રકારના કેસોમાં એ નિષ્ણાત હતો. એણે એ સંબંધી એક પત્રમાં વિદ્વત્તાપૂર્ણ લેખમાળા શરૂ કરી હતી અને જે અંકોમાં એ પ્રકટ થઇ હતી તે અંકોની નકલો હજારોની સંખ્યામાં ખપી ગઇ હતી.

એણે ટુંકામાં નીચેનો મુદ્દો રજૂ કર્યો હતો:

'બ્લેક મેઇલના ગુન્હેગારને માટે મ્હારા અભિપ્રાય મુજબ ફાંસીની સજા હોવી જોઇએ. આ જાતનો ધંધો લઇ બેઠેલા રીઢા ગુન્હેગારો તો બિલકુલ દયાને પાત્ર નથી. કોઇ પણ પ્રકારનું વાતાવરણ એમને સુધારી શકે એમ નથી. ઝેર આપનાર કે ઠંડે કલેજે ખૂન કરનાર કરતાં આ જાતનો ગુન્હેગાર વધારે બદતર છે અને એની સજા કરવાની પદ્ધતિમાં તરત જ ફેરફાર કરવાની જરૂર છે.'

એકંદરે એણે એ ધંધાને હદ બહારનો વખોડી કાઢ્યો હતો અને એને માટે ફાંસીની સજાની હિમાયત કરીને કાયદામાં એ મુજબનો ત્વરિત ફેરફાર કરવાનો મજબૂત આગ્રહ કર્યો હતો.

આ જાતના બદમાશોના પંજામાં પીઢ ઉંમરનાં માણસો કરતાં ભોળી અને ગભરૂ કુમારિકાઓ અને સ્ત્રીઓ ઘણી જ

સપડાય છે.

એવો જ એક અજબ કીસ્સો મ્હને યાદ છે.

સાંજનો વખત હતો, અંધારૂં થતું હતું એ વખતે અમે આગળના હોલમાં બેઠા હતા. એટલામાં જયંતે કોઇને બારણું ખખડાવતું સાંભળીને પંડિતજી તરફ જોઇને કહ્યું:

'જુઓ તો ખરા પંડિતજી! કોણ આવ્યું છે તે! હું ભૂલતો ન હોઉં તો એ એક નવયુવાન કુમારિકા છે. એ બિચારી ઘણીજ ગભરાઇ ગયેલી છે.'

એ સાંભળી અજાયબ થતા પંડિતજી ઊઠ્યા.

એ ગયા એટલે મ્હેં કહ્યું:

'આ ખુરસી પર બેઠાં બેઠાં રસ્તા પરથી આવનાર માણસ ખુશીથી દેખાય. પંડિતજીને એ રીતે બનાવવાની કૈંજ જરૂર નથી.'

'હું કયાં બનાવું છું?' જયંતે હસીને કહ્યું. 'એ કૈં બની જાય એમ નથી એમણે પણ એને જોઇ છે. તું છાપામાં નજર રાખીને બેઠો છે એટલે તારૂં ધ્યાન ન હતું. એણે સામેની બાજુએ બે ત્રણ આંટા માર્યા અને દરેક વખતે આપણા દરવાજાપર નજર નાખતી ગઇ. એણે પોતાનો બહારનો દેખાવ બદલી નાખ્યો છે.'

એટલામાં પંડિતજી એને લઇને આવી પહોંચ્યા.

'જયંત! એ તનેજ મળવા માગે છે.'

'ભલે' કહીને જયંત લાયબ્રેરીવાળા ખંડમાં ગયો. એ બત્તી કરતો હતો ત્યાં પેલી કુમારિકા બોલી ઉઠી:

'આપ બત્તી નહિ કરશો તો ઘણો આભાર થશે. આપણે બીજી વખતે મળીએ ત્યારે આપ મ્હને ઓળખી કાઢો એવી મ્હારી ઇચ્છા નથી.'

જયંત હસ્યો.

'ભલે-આપનું નામ-'

'મીસ વકીલ કહેશો તો ચાલશે' એણે જવાબ આપ્યો. એણે બારી આગળ પોતાના મુખ પર અંધારૂ પડે એવી રીતે જગ્યા લીધી. એને જોનારની નજર બહારના પ્રકાશ પર પડે અને એનું મુખ બરાબર ન જોઇ શકે એવી એની વૃત્તિ હતી.

એણે ઘુમટાથી પોતાનું આખુ કપાળ દાબી દીધું હતું અને બને તેટલો ચહેરો ઢાંકયો હતો.

એણે આપેલું નામ ખરૂં ન હતું. એ પોતાનું નામ કે ઓળખ આપવા માગતી ન હતી.

'જુઓને મીસ વકીલ! મ્હારી પાસે અનેક અસીલ આવે છે અને ઘણાયની એવી ઇચ્છા હોય છે કે બીજી વખતે અમે કયાંય પણ મળી જઇએ તો પરસ્પરની ઓળખાણ ન કાઢવી કે રહેજ પણ ઓળખતા ન હોય એવી રીતે વર્તવું અને અમે એ મુજબ વર્તીએ છીએ. એટલે એ બાબતમાં તમારી ઇચ્છાથી વિરૂદ્ધ વર્તન અમારા તરફથી નહિ થાય એ બાબતની ખાત્રી રાખશો. મ્હને ખબર છે કે આપની પાસે ઘણો થોડો વખત છે અને આપને ગાડી પકડવાની છે!'

એ સાંભળીને એને અજાયબી ઉપજી.

'એની આપને શી રીતે ખબર પડી?' એણે પૂછયું.

'નહિતર તમે છેક અંધારૂ થતાં સુધી થોભ્યાં હોત અને એવે વખતે જ તમે મળવાના સમયની ગોઠવણ કરી હોત. ખરી રીતે તમે તમારાથી બની શકે તેટલો મોડો મળવાનો વખત રાખ્યો છે.'

'આપનું કહેવું બરાબર છે.' એણે કબૂલ કર્યું. 'મ્હારે વખતસર ઘેર જવાનું છે.'

'હરકત નહિ.'

'મ્હારે આપની સલાહ જોઇએ છીએ.'

એની દમછમ, બોલવાની છટા અને સ્પષ્ટ ઉચ્ચાર તથા રીતભાત ઉપરથી જયંતની ખાત્રી થઇ કે એ દેખાતી હતી તે કરતાં વધુ સંસ્કારી અને કેળવાયેલી હતી.

'મ્હેં આપનો 'બ્લૅક મેઇલ' સંબંધીનો લેખ વાંચ્યો છે અને એ વિચાર મ્હને ગમ્યો છે. હું પણ એવાજ એક સફેદ ઠગનો ભોગ થઇ પડી છું. આપને એમ લાગશે કે તો પછી હું પોલિસની મદદ કેમ નથી માગતી? પણ મ્હારે કહેવું જોઇએ કે એ સંબંધે પોલિસ કંઇ જ કરી શકે એમ નથી અને એ કરે તો પણ બીજા સંજોગો મ્હને એની મદદ લેતાં રોકે છે. કોર્ટમાં હાજરી આપવાની મ્હારી ઇચ્છા નથી. મ્હારા પિતાજી સરકારી અમલદાર છે અને એમના જાણવામાં સ્હેજ પણ વાત આવે તો એ હૃદયભગ્ન થઇ જાય એમ છે. ખરેજ! મ્હેં ઘણી મૂર્ખાઇ કરી છે!'

'કાગળો છે?' જયંતે ધીરેથી પૂછ્યું.

'કાગળો અને બીજી ચીજો પણ.' એણે કહ્યું: 'છ વરસ ઉપર હું મેડિકલ કૉલેજમાં ભણતી હતી. મ્હેં એ વિષયની છેલ્લી પરીક્ષા કારણ વશાત્ નથી આપી. મ્હારૂં 'સર્જીકલ' જ્ઞાન કંઇ ખાસ ઉપયોગી થયું નથી. માત્ર એક વખત એનાથી મ્હેં એક જણની જીંદગી બચાવી હતી. અલબત, એ બચાવવા લાયક તો ન જ હતી. એ પણ એમજ માને છે પણ એને આ વાત સાથે લાગતું વળગતું નથી. હું જ્યારે મેકડિલ કૉલેજમાં હતી ત્યારે એક સહાધ્યાયીના વધુ સંસર્ગમાં આવી હતી. એનું નામ આપને નિરૂપયોગી છે. હું એના આકર્ષણમાં આવી અને અમે એકબીજાને ચાહવા લાગ્યાં. મ્હને ખબર ન હતી કે એ પરણેલો હતો. અલબત, અમારો પ્રેમ પરાકાષ્ટાએ પહોંચતા પહેલાં એણે એ વાત કરી તેની ના નહિ. તે પછી જે બન્યું તે સંબંધે મ્હારા પર જ દોષારોપણ કરી શકાય. અમારી

વચ્ચે પત્રવ્યવહાર થયેલો—'

'અને એ જ અત્યારે અનુચિત સ્થળે છે ને તેને આધારે આપને ધમકી અપાય છે?' જયંતે પૂછ્યું.

'એમજ. એજ મ્હારી હૃદયવ્યથાનું કારણ છે.'

'કોના હાથમાં એ કાગળો છે?'

એ જવાબ આપતાં ખમચાઇ.

'જાદવજીના. મ્હારી પાસે એણે રફતે રફતે પૈસાની વધારે ને વધારે માગણી કરી છે.'

'તમે એને છેલ્લો ક્યારે જોયેલો?'

'છ એક મહિના થયા. અચાનક જ અમારો મેળાપ ઘણે વખતે થઈ ગયેલો. હું ધારતી હતી કે એણે મ્હને ઓળખી ન હતી પણ મ્હેં એમ માનવામાં ભૂલ કરી હતી. એ મેળાપ પછી એણે બે એક મહિના બાદ મ્હને ચીઠ્ઠી લખી અને જણાવ્યું કે એને પૈસાની ઘણી જ જરૂર હતી એટલે મ્હારી પાસે મદદ માગી હતી. મ્હેં એને એ રીતે બે ત્રણ વખત મદદ કરી. એની છેલ્લી માગણી પાંચસો રૂપિયાની હતી. એ આપવાની મ્હેં ના પાડી. એને હું કકડે હજારેકને આશરે આપી ચુકી હતી એટલે મ્હેં એની સાથેનો સંબંધ બંધ કરવાનો ઠરાવ કરીને એ મુજબ લખી નાખ્યું. એ કાગળ એને મળ્યો એટલે એણે પોત પ્રકાશ્યું. એના જવાબમાં એણે મ્હારા આગળના એક પત્રનો ફોટોગ્રાફ મોકલી આપ્યો અને સાથે સાથે ધમકી પણ આપી છે. એનો સંબંધ છોડ્યા પછી મ્હારી યોગ્ય તે ગોઠવણ થઇ ગઇ છે અને અમારાં લગ્નના સમાચાર જાદવજીએ વાંચ્યા લાગે છે.'

'આપના પ્રિયપાત્ર આ સંબંધ વિષે કંઇ જાણે છે?'

એણે ડોકું ધુણાવી ના પાડી.

'નારે ના! એ જો જાણે તો કાલનો દુકાળ આજેજ પડે!

એમ જો હોય તો પછી અત્રે આવવાનું પ્રયોજન જ ન રહે.'

જયંતે પોતાના ખીસ્સામાંથી નોંધપોથી કાઢી અને પૂછ્યું:

'મ્હને જાદવજીનું સરનામું આપશો?'

'જાદવજી દેવજી: અમરશી મેઘજીનો માળો, બજાર ગેટ. ત્યાં એણે એક ન્હાની સરખી ઓરડી ભાડે રાખી છે. એ એની ઓફિસ તેમજ રહેવાના સ્થાનની ગરજ સારે છે. મ્હેં એ બાબતની તપાસ કરાવી હતી.'

'તો પછી તમારે અત્યારે કેમ આવવું પડ્યું? એવું કંઈ તાત્કાલિક કારણ છે ખરૂં?' જયંતે પૂછ્યું.

એણે પોતાની પાસેથી એક કાગળ કાઢીને આપ્યો. એના પરનું પરબીડીયું સાદુ હતું. એનું પોતાનું નામ ઠામ જણાવવા દેવાની એની મુદ્દલ ઇચ્છા ન હતી.

જયંતે એ વાંચ્યો. એ ધંધાદારી 'બ્લેક મેઇલર'ની ઢબે લખાયો હતો. એમાં જણાવ્યું હતું કે તા. ૩ જી સુધીમાં એને ત્રણ હજારની રકમ આપવામાં નહિ આવે તો કાગળોને ઘટતે ઠેકાણે પહોંચાડવામાં આવશે. એ જાતની ધમકીની જયંતને નવાઇ ન હતી.

'આ બાબતમાં મ્હારાથી બનતું કરીશ. મ્હારે તમને શી રીતે ખબર આપવી?' જયંતે પૂછ્યું. 'હું ભૂલતો ન હોઉં તો તમારે તમારૂં ખરૂં નામઠામ મ્હને જણાવવું નથી.'

એ સવાલનો જવાબ આપતા પહેલાં એણે પોતાની બૅગમાંથી કેટલીક નોટો કાઢીને ટેબલ પર મૂકી.

જયંતે હસીને કહ્યું:

'અમને તમારા કામમાં યશ પ્રાપ્ત થાય તે પછી આપણે ફી સંબંધી વાત કરીશું. મ્હારે કઇ રીતે તમને ખબર આપવી એ જણાવો એટલે થયું.'

'મ્હારે આપની મારફત મ્હારા કાગળો મેળવવા છે અને

તેમાં આપ ફતેહમંદ થાવ તો આપને બીજી વિનંતિ કરવાની છે તે એ છે કે આપ આ માણસને એવી રીતે ધાકધમકી આપો ને સીધો કરો, કે એ મ્હારૂં ફરીથી નામ ન લે. ફીની રકમ અત્યારે જ લેશો તો આપની મોટી મહેરબાની થશે'

'એ અમારા રિવાજથી ઉલટું છે એટલે દિલગીર.' જયંતે એની છેલ્લી માગણીનો અસ્વીકાર કરતાં કહ્યું.

'મ્હને નં: ૧૮૨, કાલબાદેવી રોડ એ ઠેકાણે ખબર આપશો તો ચાલશે.' એણે કહ્યું.

જયંતને લાગ્યું કે એ માત્ર સગવડ પુરતુ જ ઠેકાણું હતું. ખરૂં નહિ.

'હવે હું રજા લઇશ. આપનો ઘણો આભાર થયો.' એમ કહીને એ ઊઠી. 'શિષ્ટાચારની ખાતર પણ દરવાજા સુધી આવવાની તસ્દી નહિ લો તો મહેરબાની.'

એ ગઇ.

એના ગયા પછીથી જયંતે અમને વાત કરી અને થોડી વારે એ પણ બહાર ગયો.

બજારગેટમાં અમરશી મેઘજીનો માળો શોધી કાઢવામાં એને અડચણ ન આવી. એ બહુ જૂનો માળો હતો અને એનો દેખાવ રેઢીયાળ હતો.

એને બીજે માળે એક ઓરડીની બહારની બાજુએ બહવજી દેવજીનું નામ તાજુજ લખેલું હતું.

જયંતે બારણું ખખડાવ્યું પણ કૈં જવાબ મળ્યો નહિ.

એણે ફરીથી જોસથી ખખડાવ્યું.

અંદરથી કોઇ પથારીમાંથી બેળે બેળે ઊઠતું હોય એમ લાગ્યું. 'કોણ ઠોકે છે?' એવું કૈંક પૂછાતું જયંતે સાંભળ્યું.

કેટલીયે વારે બારણું ઉઘડ્યું. અંદર એક ખડખડપાંચમ ટેબલ ઉપર બત્તી બળતી હતી. એક ખાટલો, એક બે ખુરશી,

થોડાંક વાસણ અને એક કબાટ એટલી એ ઓરડીની સામગ્રી હતી.

એની સામે ઉભેલો જાદવજી પાત્રીસેક વર્ષનો હશે એમ જયંતને લાગ્યું પણ એની ઉમરના પ્રમાણમાં એનો દેખાવ બહુજ ખરાબ હતો. કોઇ એને સ્હેજે પીસ્તાલીસ વર્ષનો ધરે.

એ આખા ઓરડામાંથી અફીણની તિવ્ર વાસ આવતી હતી. જાદવજી ચીનાઓની માફક અફીણ પીતો હોવાનું જયંતે અનુમાન કર્યું એ શરીરે ઘણોજ નબળો હોઇ કેડમાંથી વાંકો વળતો જતો હતો.

'કેમ શું કામ છે?' એણે જયંત તરફ શંકાની નજર ફેંકતાં પૂછ્યું અને એનો એ કંઇ પણ જવાબ આપે તે પહેલાં આગળ ચલાવ્યું: 'તમે જો પેલા કાગળો માટે આવ્યા હોય તો તે અહીંયાં નહિ મળે. સમજ્યાને મીસ્તર! તમે સીધેસીધા સરલા પાસે જાવ અને કહી દો કે એણે પહેલાં મોકલેલા માણસની પેઠે તમે પણ ધોયલા મુળા જેવા પાછા ફર્યા છો. નકામાં વરસ નહિ વેચો!'

'કેમ મોસાળમાં જવું છે કે?' જયંતે દમ માર્યો.

'એને માટે તૈયારી ચાલે છે સમજ્યાને મહેરબાન!'

'અરે તૈયારીના કરવાવાળા તો કંઈ આવી ગયા! સરલાને કહેજો કે એવી ધમકીની વાત જવા દે. મોસાળમાં જવાથી ડરે છે કયો મોહનભાઇ! અને જેલમાં તો હું કૈંક વાર જઇ આવ્યો છું એટલે એ સીફત જવા દેજો. એ 'સર્ચવૉરંટ' લાવીને કાગળો મેળવે તો મ્હારી ના નથી. ભલેને એ કોર્ટમાં વંચાય ને એની આબરૂમાં ઉમેરો થાય! કેમ તમે તો સરલા સાથે પરણવાના નથી ને?'

'હું જો પરણવાનો હોત તો સૌથી પહેલાં તો તમારૂં ડોકુજ મરડી નાખ્યું હોત.' જયંતે ટાઢે પેટે કહ્યું. 'તમે જો ડાહ્યા હો તો—'

'પણ હું તો ડાહ્યો છું જ નહિને ! ડાહ્યો હોત તો આવી ગંધાતી જગ્યામાં રહેત ખરો ! અને મ્હારા જેવો મુંબાઇ યુનિવર્સિટીની ડોકટરની ઉપાધીવાળો માણસ રહે ખરો !'

પછી કોણ જાણે એકાએક ગાંડપણ આવ્યું હોય એમ એ જયંત તરફ ધસી આવ્યો અને.........

'બ્હાર જાવ, હવે બહુ થયું.' કહીને એણે ફડાક દઇને બારણું બંધ કર્યું.

બાઘા ચકવાની માફક જયંત જોઇજ રહ્યો. અંદરથી પેલાએ આગળો બંધ કર્યો અને તાળુ પણ માર્યું.

એની વર્તણુંક અને રીતભાત પરથી લાગતું હતું કે એ કાગળો એના ઘરમાંજ હતા. એ સંતાડીને તે કયાં રાખ્યા હશે ! શોધી કાઢતાં કૈં ઝાઝી વાર ન લાગે. એને એક ધક્કો માર્યો હોય તો અરબડીયાં ખાઇને નીચે પડે એવો એ હતો. પલંગ સાથે એનો ટાંટીયો બાંધીને એ ઓરડીનો સામાન ફેંદીને જોતાં પાંચ મીનીટ કરતાં વધારે વખત ન લાગે. પણ જયંતથી એ રસ્તો લેવાય એમ ન હતું. એટલે એ વિલે મ્હોંએ પાછો ફર્યો અને અમારી પાસે વાત કરી.

'એ જો અવારનવાર બહાર જતો હોય તો એની ગેરહાજરીમાં તપાસ કરવી ફાવે. પણ એ બિલકુલ બહારજ નથી નીકળતો. મ્હને લાગે છે કે હું તથા પંડિતજી એની ઓરડીની તપાસ જરાવારમાં કરી લઇએ. દરરોજ સવારના એ દૂધ લેવા ઊઠે છે તે વખતે એને ઉંઘાડી દઇએ અને કામ પતાવીએ એવો વિચાર પણ મ્હને આવેલો.'

પંડિતજીએ ડોકુ હલાવીને ના પાડી.

'એ આપણું કામ નહિ. કૈંક બીજોજ રસ્તો આપણે શોધી કાઢવો જોઇએ. પોલિસનું લશ્કર નાહકનું ઉભુ કરવામાં મઝા નહિ.'

'ના રે ના! એમ કૈં બ્હી જવાની જરૂર નથી. મ્હારો વિચાર એકવાર પ્રયત્ન કરી જોવાનો છે. તમે નહિ આવો તો હરકત નહિ.'

બીજે દિવસે સવારે જયંતે જલદી ઊઠીને દૂધવાળો આવે તે પહેલાં જાદવજીની ઓરડીએ પહોંચવા પ્રયત્ન કર્યો. પર્શીયન ડેરી કંપનીમાંથી જાદવજી દૂધ મંગાવતો હતો. ભૈયાએ બાટલી મૂકીને ચાલવા માંડયું. એ જાય અને જયંત ઉપર આવે ત્યાં તો જાદવજીએ દૂધની બાટલી અંદર લઇ લીધી.

તે પછી જયંતે બીજે દિવસે પ્રયત્ન કર્યો અને તેમાં પણ એને સફળતા ન મળી.

ચોથી રાત્રે એ સવારના બે અને ત્રણની વચ્ચે ત્યાં ગયો અને છાના માના અંદર જઇને જાદવજીનું બારણું ઉઘાડવા પ્રયત્ન કર્યો. અંદરના તાળાને ચાવી લગાડેલી હતી તે એણે તારથી ફેરવી પણ આગળો ઉઘડી શકયો નહિ એટલે એ પ્રયત્ન પણ નિષ્ફળ ગયો.

તે પછી એણે જઇને બહારથી એ ઓરડીની ઉંચાઇ માપી પણ એ રીતે બહારથી પ્રયત્ન કરીને અંદર જવું સલામત ન હતું

જયંતના અનેકવિધ પ્રયત્નો નિષ્ફળ નિવડયા. એનાથી જાદવજીને બહાર કાઢી શકાયો નહિ કે એની ગુફા જેવી ઓરડીની તપાસ કરી શકાઇ નહિ.

'મ્હારે મીસ વકીલને નિરાશાજનક સમાચાર આપવા પડશે!' એણે આખરે કંટાળીને કહ્યું.

'એ બાબત ઉતાવળ કરવાની જરૂર નથી, આપણે હજી વધુ પ્રયત્ન કરી જોઇએ.' મ્હેં એને પ્રોત્સાહન આપ્યું.

'ઠીક છે!'

પણ મ્હારૂં પ્રોત્સાહન કામ ન આવ્યું અને મીસ વકીલે જણાવેલ ઠેકાણે જયંતે અમારી નિષ્ફળતા બાબતની ખબર

લખી દીધી. એ ઠેકાણું અમારી માન્યતા મુજબ સગવડ પુરતું જ હતું.

એ વાતને થોડા દિવસ વહી ગયા.

ત્યારબાદ જ્યારે રામરાય બક્ષી મળવા આવ્યા ત્યારે વાત પરથી વાત નીકળતાં જયંતે જાદવજીની વાત કાઢી.

રામરાય બક્ષી છૂપી પોલિસના નિષ્ણાત અમલદાર છે અને અમારી સાથે એમને ઘણો સારો સંબંધ છે. એ અવારનવાર અમારે ત્યાં આવે છે અને જયંતની સલાહ લે છે અથવા ખુલાસા મેળવે છે.

'અરે હારે! એને તો હું ઘણી સારી રીતે ઓળખું છું.' રામરાયે એનું નામ સાંભળતાં જ જવાબ આપ્યો. 'બે વરસની વાત પર મ્હેં એને પકડ્યો હતો અને દોઢ વરસ એ ધકેલાઇ ગયો હતો. ઘણો જ હરામખોર! એણે જ પેલા બલ સીંગણપોરિયાને દસ વરસ ધકેલાવી દીધેલો. બેઉ ગોઠીયા હતા પણ આણે બલને ફસાવ્યો! એ જ્યારે છૂટશે ત્યારે જાદવજીની માઠી વલે થયા વિના નહિ રહે.'

'એમ!'

'હાસ્તો. બલ એવો ભયંકર માણસ છે કે ન પૂછો વાત! કેમ તમારે કૈં જાદવજીનું કામ પડ્યું?'

'મ્હારે એની ઓરડી તપાસવી હતી—'

'એમ બાબત છે! એ કોઇની પાસે પૈસા કઢાવે છે! મ્હને લાગતું તો હતું જ કે એ પૈસા કયાંથી મેળવતો હશે પણ હવે ભેદ ખૂલ્યો.'

પણ જયંતે રામરાયને વિશેષ કંઇ કહ્યું નહિ અને વાત પડતી મૂકાઇ.

તે પછી જયંતે કેટલાક કાગળો તપાસવા માંડ્યા. કેટલીક ઉપયોગી મહિતી મેળવવા માટે એ કૈંક ચોપડીઓ

ઉથામી વળ્યો.

બીજે દિવસે સવારના એ વહેલો ઊઠ્યો. સૌથી પહેલાં એને રામરાય બક્ષીનાં દર્શન થયાં.

રામરાય બક્ષી સવારના પહોરમાં કેમ આવ્યા તે જયંતને ન સમજાયું.

'કેમ કંઈ અત્યારના પહોરમાં ?' જયંતે પૂછ્યું.

'આપણે કાલે પેલા બદરુજી બાબત વાત થઈ હતી તે યાદ છે ?' એમણે સ્હામેથી સવાલ કર્યો. રામરાયનો ચહેરો ગંભીર હતો અને તે જયંત તરફ સાશંકદૃષ્ટિએ જોતા હતા.

'હાજી. તેનું શું છે ?'

'તમે કાલે રાત્રે બહાર ગયા નહોતા ?'

'નહિ કેમ ?'

સાશંક દૃષ્ટિએ રામરાયે જણાવ્યું:

'એટલું જ કે આજે સવારે દોઢ વાગ્યે બદરુજીનું ખૂન થયું અને એની ઓરડીનો સામાન કોઈએ ઉથલ પાથલ કર્યો છે.'

જયંતે ડઘાઈને એમની સામે જોયું.

'એનું ખૂન થયું ! ખૂનીનો પત્તો લાગ્યો ?' જયંતે પૂછ્યું.

'ના, પણ પત્તો લાગતાં વાર નહીં લાગે. એને પોલિસે જોયો હતો. એ બારી વાટે અંદર દાખલ થયો હતો અને એ રીતે પોલિસે એને જતાં જોયો એટલે તો આ વાતની ખબર પડી. બદરુજીની ઓરડીનું બારણું તોડીને તપાસ કરતાં જણાયું કે કોઈએ બદરુજીનું ખૂન કર્યું હતું. એના માથા પર સખત ફટકો પડવાથી એનું મરણ નીપજ્યું હતું. પોલિસે તપાસ કરી પણ ખૂનીનો પત્તો લાગ્યો નહિ. એ પોતાની નાની સરખી મોટરમાં બેસીને નાસી છૂટ્યો હતો એમ ખબર મળે છે.'

'કોઈએ એને ઓળખ્યો ખરો ?'

'હજી સુધી તો નથી ઓળખાયો. પણ એનાં ત્રણ આંગ-

ળાની છાપ બારી પર પડેલી છે અને તે એને પકડવામાં ઘણી જ મદદગાર થઇ પડશે. એ બાબત અમે ઘટતી ગોઠવણ કરીએ છીએ. બદવજીનો ઇતિહાસ પોલિસથી અજાણ્યો નથી. આપનાં આંગળાંની છાપ પણ મ્હેં સરખામણી માટે મોકલી આપી છે. આપને હરકત તો નથી ને ?'

'દાના દુશ્મન કરતાં મૂર્ખ મિત્ર ખોટો !' રામરાય બક્ષીએ પોતાની અક્કલનું પ્રદર્શન આ રીતે કરાવ્યું તે જોઇ જયંતને નવાઇ લાગી.

'બિલકુલ નહિ. ઉલટો એ જાણીને મ્હને ઘણો જ આનંદ થયો. આખરે તમે મ્હારી કિંમત આંકી.' જયંતે હસીને કહ્યું.

રામરાયના ગયા પછી જયંતે અમને આ વાત કરી. રામરાયની મૂર્ખાઇ પર પંડિતજી પેટ પકડીને હસ્યા.

પુરા બે કલાકેય નહિ થયા હોય ત્યાં તો રામરાયની સ્વારી પાછી આવી લાગી.

'માફ કરજો મી. જયંત ! પણ આજ સુધી કદી નહિ બનેલો એવો બનાવ બનવા પામ્યો છે. આંગળાંની છાપની આખી પદ્ધતિની નિષ્ફળતા પુરવાર કરવાને એ પુરતો છે.' એમણે કહેવા માંડ્યું.

'તમે શું કહેવા માગો છો તેજ સ્હમજાતું નથી.' પંડિતએ કહ્યું.

'આંગળાંની છાપની પદ્ધતિ અજોડ છે એ તો આપણે જાણીએ છીએ પણ કમનસીબે આજે અમને એકજ જાતની બે જુદા જુદા માણસોની સરખી છાપ મળી આવે છે અને એને લીધે એ આખી પદ્ધતિ ખોટી પુરવાર થાય છે. બદવજીની બારી પર આંગળાંની છાપ પડી હતી. તેની પદ્ધતિસરની તપાસ પરથી જણાયું કે એ છાપ જાલ સીંગણપોરિયાના આંગળાંની છાપને રજેરજ મળતી આવતી હતી. જાલ સીંગનપોરિયો

તો આર્થર રોડની જેલમાં સખત મજૂરીની સજા ભોગવે છે.'

'એમ બાબત છે!' પંડિતજી બોલી ઊઠ્યા.

આંગળાની છાપ અને તેમની વર્ગીકરણ પદ્ધતિ વિષે મ્હેં ગુન્હાશોધનની કળા એ નામની મ્હારી લેખમાળામાં લંબાણથી વિવેચન કર્યું છે.

એ આખી પદ્ધતિ નિરૂપયોગી થતી જોઈને રામરાયને લાગી આવે એ સ્વાભાવિક હતું.

'બલ સીંગનપોરિયા કેમ છે–મ્હારે એને મળવું છે.' જયંતે કહ્યું.

'એને મળવાથી શો ફાયદો? તમને કદાચ નવાઈ લાગશે પણ પેલા સિપાઈને–જેણે ખૂનીને જોયો હતો તેને–મ્હેં જ્યારે બલનો ફોટો બતાવ્યો ત્યારે એણે એને ઓળખ્યો કે એ એજ હતો એટલે મ્હેં ધાર્યું કે બલ નાસી છૂટ્યો હશે પણ મ્હેં જેલમાં ટેલીફોન કરીને પૂછાવ્યું તો ખબર પડી કે બલ એની કોટડીમાં હતો.'

'મ્હારે એને મળવું છે. તમે તમારા જેલર ઉપર ચીઠ્ઠી આપોને—'

રામરાયે ચીઠ્ઠી લખી આપી.

એના ગયા પછી જયંત તથા હું બન્ને જણ આર્થર રોડ જેલ તરફ જવા ઉપડ્યા.

તપાસ કરતાં જણાયું કે જેલર મી. સંપત બહાર ગયા હતા. એમનો મદદનીશ હાજર હતો. જયંતે એને વાતે વળગાડ્યો.

'અમારે ત્યાં બધાયે ભલા માણસો છે. કોઈ પણ હેરાન કરે એવું નથી. આપને નવાઈ લાગશે પણ અમારે ત્યાં રાતની ડ્યુટીઝ પર માત્ર એકજ ઑફીસર છે. એ ઉપરથી આપની ખાત્રી થશે કે અહીંના કેદી કેટલાક સીધા છે!'

કાલે રાત્રે ડ્યુટી પર કોણ હતું? જયંતે પૂછ્યું.

એ સવાલ પૂછવાની મતલબ પેલાને સ્હમજાઇ નહિ છતાં એણે જવાબ આપ્યોઃ

'બાબુરાવ. આજે એ જરા માંદા પડી ગયા છે! હું હમણાં એમને જોઇને આવ્યો. જાલ સીંગણપોરિયાની તપાસ કરીને હું ત્યાં જ ગયો હતો. બાબુરાવનું માથું સખત દુઃખે છે.'

'જેલર ક્યાં ગયો છે ?'

'સંપત સાહેબ એમનાં દીકરીને મૂકવા ગયા છે. એનાં હમણાં જ લગ્ન થયાં.'

'મીસ સંપતનું નામ શું?' જયંતે એકાએક પૂછ્યું.

'સરલા બ્હેન.'

'એ તો ડૉકટરનું ભણતાં હતાં ને?'

'ડૉકટરની પરીક્ષા તો એમણે ક્યારનીયે પસાર કરી.'

'એમ!'

'હાજી. જાલ બિચારો મરવા પડ્યો હતો તેને એમણે બચાવેલો. અને ત્યાર પછી તો એ એકદમ સુધરી ગયો છે.'

એ વખતે અને કેદખાનાના મુખ્ય હોલ આગળ ઉભા હતા. જયંતે આજુબાજુ જોઇને પૂછ્યુંઃ

'અહીંયાં બાબુરાવ કે જે કોઇ રાતની ડ્યુટી પર હોય તે બેસે છે. ખરું ને? પેલું બારણું—'

'સંપત સાહેબના રહેઠાણ તરફ પડે છે.'

'અને અવારનવાર સરલા બ્હેન ચહા કે કૉફી ઉદારતાથી આપે છે!'

એનો જવાબ આપવાને બદલે એણે કહ્યુંઃ

'આ તરફ જાલની કોટડી આવી. ચાલો હવે આપણે જઈએ.'

જયંતે ડોકું હલાવી ના પાડી.

'મ્હારી એને મળવાની ઇચ્છા નથી.'

અને અમે બન્ને જણુ તરતજ બહાર આવ્યા.

'તને સ્હમજાયુંને નટવર! મીસ સરલાએ બાબુરાવને ચહા કે કૉફીમાં ઘેનની દવા આપી અને પોતે એની જગ્યા લીધી. પછી એણે બલ સીંગનપોરિયાને છૂટો કર્યો અને પોતાની મોટર આપી. એને બદવજી ક્યાં રહે છે તે સ્હમજાવ્યું અને જે કાગળો મેળવવામાં આપણે નિષ્ફળ થયા તે લઇ આવવાનું કામ એને સોંપ્યું. બલે આ માથે લીધું અને ઘણીજ સફાઇથી પાર ઉતાર્યું. એમ કરતાં એણે બદવજી ઉપર પોતાનું વેર લીધું અને એનું ખૂન કર્યું.'

'એણે પોતાનો બોલ પાળ્યો અને જે કાગળો આપણાથી ન મેળવી શકાયા તે મીસ સરલાને મેળવી આપ્યા. એ એને ખાતર સવાર થતાં પહેલાં પાછો ફર્યો અને પોતાની કોટ-ડીમાં પુરાયો.'

એટલે તો બિચારા રામરાયની મુઝવણુ વધી પડી છે. એને આંગળાંની છાપની પદ્ધતિમાં શંકા ઉપજી છે. એના મનનું સમાધાન થવું મુશ્કેલ છે!' મ્હેં કહ્યું.

'' संशयात्मा विनश्यति ।' ' જયંતે ઉમેર્યું.

'આંગળાંની છાપના અજબ ભેદનો ઉકેલ એને માટે ઘણો જ મુશ્કેલ છે.'

'જરૂર.'



# સ્હેજ ગફલત

જયંતના પરાક્રમો લખતી વખતે મ્હારે હમેશાં એક વાત નજર આગળ રાખવી પડે છે કે એમાં વર્ણન કરેલા પાત્રો એમના નામ જાહેરમાં ખબર પડે કે ઓળખાઇ જાય એવા ન હોવાં જોઇએ. એવું સ્હેજ પણ હોય તો તે લખતા પહેલા પુરતો વિચાર કરવો પડે છે અને જેથી એવી સ્હેજ પણ ઓળખાણ પડે એવું લખાણ કરતા પહેલા સંપૂર્ણ સાવચેતી રાખવી પડે છે. ઘણી વખત એ કેસમાં સંડોવાયલા પાત્રો જીવંત છે, એટલે એમના ખરા નામઠામથી લખવામાં આવે તો એમને હાનિ થવા સંભવ છે અને એમ કરવું એ શિષ્ઠતાના નિયમથી વિરૂદ્ધ છે એટલે મ્હારે ઘણી વખત સંકડામણમાં આવવું પડે છે અને કેમ લખવું ને કેમ નહિ એ સવાલ થઇ પડે છે! મ્હારી સ્હેજ ગફલતથી કોઇને સહન કરવા વખત ન આવે એ સદાએ જોવું પડે છે.

એક ખુશનુમા સવારે અમારે ત્યાં બે મોટા માણસો

પધાર્યા. એ મંગળવારનો દિવસ હતો, અને એ માંગલિક મહેમાન સર ત્રિભુવનપ્રસાદ ત્રિવેદી તથા ઑાનરેબલ મી. મદનરાય મઝમુદાર હતા. સર ત્રિભુવન મુંબાઇ સરકારના એક ખાતાના પ્રધાન તરિકે નિમાયા હતા અને એમની કારકીર્દિ ઘણી જ ઝળકતી હતી. ઑા૦ મઝમુદાર એમના ખાનગી મંત્રી હતા. બેઉ જણુ ઘણીજ આગળ પડતી રાજ્યદ્વારી વ્યક્તિઓ હતી.

સર ત્રિભુવનપ્રસાદ સાથે અમારો પહેલો મેળાપ એમના મિત્ર પુરૂષોત્તમરાયને હાથે ગાયકવાડનાં કાઠિયાવાડનાં નાનાં રાજ્યોપરના પ્રભુત્વને લગતા કોલકરારો ગુમ થયા અને આખરે જયંતે તે શોધી આપ્યા તે વખતે થયેલો અને ત્યારથી જયંત માટે એમને ઘણુંજ માન હતું. એમની સાથેનો સંબંધ તે પછી પણ એકાદ બે વખત તાજો થયો હશે પણ ચાલી ચલાવીને એ અમારે ત્યાં આવ્યા હોય તો આ પહેલીજ વાર હતા. એ ઉપરથી લાગતું હતું કે કોઇ ઘણોજ ગંભીર પ્રસંગ ઉપસ્થિત થયો હોવો જોઇએ તે સિવાય એ માનવંતા મહેમાન પધારે નહિ!

'જ્યારે મ્હને આજે સવારે આઠ વાગે ખબર પડી.' મી. મઝમુદારે શરૂઆત કરી. 'કે એ કાગળો ગુમ થાય છે ત્યારે મ્હારી ગભરામણનો પાર ન રહ્યો. મ્હેં તરતજ સર સાહેબને ખબર આપી અને એમણે તરતજ શોધી કાઢવા માટે આપને રોકવાની સલાહ આપી એટલે અમે બેઉ અહીં આવ્યા.'

'આપે પોલિસને ખબર આપી છે?'

'નાજી.' સર સાહેબે જવાબ આપ્યો. 'આ કામ એવું નાજુક તથા રાજદ્વારી છે કે પોલિસની મદદ લઇ શકાય એવું નથી. પોલિસને ખબર આપવી એટલે વાત બહેર કરવી એમ થયું. આ બાબતમાં ખાસ કરીને અમારી ઇચ્છા જરા

પણ જાહેરાત ન થાય એવી છે એટલે તમને જ બધું કામ સોંપવાનું છે.'

'એમ કેમ?'

'કારણ કે જે કાગળ ગુમ થયો છે તે એટલો કિંમતી છે કે ન પૂછો વાત! એ કાગળની વાત બહેરમાં આવે તો પરિણામ એવું ભયંકર આવે એમ છે કે એની તમને કલ્પના પણ ન આવે! અને આ કટોકટીને વખતે સરકારની શક્તિ એ સંજોગોને પહોંચી વળવા જેવી નથી. એકાએક ભયંકર બળવો ફાટી નીકળે એવી એ એક કાગળની અસર છે, આ કારણોને લીધે બને તેટલે સાવચેતી, સાવધાની અને ચુપકીથી એ કાગળ શોધી કાઢવાનો છે. જેણે એ તફડાવ્યો છે તેની દાનત એને પ્રસિદ્ધ કરવાની અથવા પોતાનો હેતુ સાધવાના હથીઆર તરિકે વાપરવાની છે. ખરું કહું તો એ બધી રાજદ્વારી રમત છે.'

'સમજ્યો. હવે ઑ૰ મી૰ મઝુમદાર, આપ કૃપા કરી જણાવશો કે કયા સંજોગોમાં એ કાગળ ગુમ થયો?'

'ઘણીજ ખુશીથી. મી. જયંત! એ કાગળ છ દિવસપર અમને મળ્યો. એ એટલો ઉપયોગી હતો કે મ્હેં એને મ્હારી તિજોરીમાં પણ વિલો નથી મૂકયો. એને હમેશાં સાંજે મ્હારે ત્યાં લઇ જતો અને સવારે ઑફિસમાં લઇ આવતો. આખો વખત એ મ્હારી 'ડિસ્પેચ બૉક્સ' માં જ રહ્યો છે. ઘેર પણ એ પેટી મ્હારા સુવાના ઓરડામાં જ રાખવામાં આવતી હતી. એ ટેબલ પર એક બાજુ હમેશ મૂકી રાખતો હતો. કાલે રાત્રે પણ એ કાગળ એવીજ રીતે એ બૉકસમાં હતો. મ્હેં બીજા જરૂરી કાગળો કાઢતી વખતે કાલે સાંજે એને ખાસ કરીને જોયો હતો. આખી રાત મ્હારા ટેબલ પરજ એ પેટી પડી રહી હતી. હું ઘણોજ ઓછું ઊંઘનાર-સ્હેજ પણ ખખડાટ થાય તો જાગી જાઉં એવો માણસ છું. મ્હારી પત્ની પણ એવીજ ઊંઘનારી

છે છતાં ખુબીની વાત એ છે કે આજે સવારે જોઉં છું તો એ એ કાગળનો પત્તો નથી.'

'કાલે સાંજે કેટલા વાગે એ જોયેલો ?'

'સાડાસાત વાગે.'

'આપ સૂઇ ક્યારે ગયા ?'

'મનોરમા–મ્હારી પત્ની–કાલે ઑપેરા હાઉસમાં ગઇ હતી એટલે એ આવી ત્યાં સુધી આશરે બાર વાગ્યા લગી મ્હેં એની રાહ જોઇ હતી. તે પછી અમે સૂઇ ગયા.'

'એટલે સાડાચાર કલાક સુધી એ પેટી એમને એમ પડી રહી.'

'એ ખંડમાં કોઇને ભાગ્યે જ જવા દેવામાં આવે છે. સવારમાં ફક્ત એક વખત કામ કરનાર બાઇ એ સાફ કરવા આવે એટલું જ. તે પછી કામ હોય તો દિવસે મનોરમાની હાજરીમાં કોઇ જાય તે જ. અને અમારા બેઉ નોકર ઘણાજ વિશ્વાસુ તથા જૂના છે. તે ઉપરાંત કોઇને પણ ખબર ન હતી કે આવો કોઇ કિંમતી કાગળ એમાં રાખવામાં આવ્યો હતો.'

'કોને ખબર ન હતી ?

'ઘરમાંના કોઇને પણ.'

'આપનાં પત્ની તો જાણતાં હશે.'

'નાજી. એ કાગળ ગુમ થયો ત્યાં સુધી એને પણ એક અક્ષર કહેલો નહિ.'

સર ત્રિભુવને ઉમેર્યું :

'એમને માટે મ્હને માન છે. આવી બાબતોમાં એ પોતાની ફરજ ઘણી સારી રીતે સમજે છે.'

'આપ મ્હને નભાવો છો ! આજ સવાર સુધી કોઇની પાસે પણ એ કાગળ વિષે મ્હેં વરાળ સુદ્ધાં કાઢી નથી.'

'એ અનુમાન કરી શક્યાં હશે !'

'નાજી. એ કે કોઇપણ કૈંજ અનુમાન કરી શકે એમ છે જ નહિ.

'આ પહેલાં કૈં કાગળ ગુમ થયેલા?'

'નાજી.'

'એ કાગળની હસ્તીની કોને ખબર છે?'

'ગઇ કાલે ઍક્ઝીક્યુટિવના મેંબરોને એની વાત સર સાહેબે ગંભીર ચેતવણી સાથે કરેલી અને દિલગીર થવા જેવું એ છે કે તે પછી માત્ર થોડાકજ કલાકમાં મ્હારે જ હાથે એ કાગળ ગુમ થાય છે! એ ઉપરાંત બે અથવા ત્રણ અમારા ખાતાના ઑફિસર એ વિષે જાણે છે. એ સિવાય બીજા કોઇને ખબર નથી.'

'પણ જ્યાં એ લખાયો ત્યાં?'

'એ લખનારના વિશ્વાસુમાં વિશ્વાસુ માણસો સુદ્ધાં પણ નથી જાણતા.'

'હવે જરા ખુલાસેથી પૂછવું પડશે. એવું એ કાગળમાં શું છે કે એનાં આવાં ગંભીર પરિણામ ઉપજે એમ છે?'

બેઉ જણ એકબીજા સામે જોયું.

'એ લાંબુ પાતળા ભુરા રંગના કાગળનું પરબીડીયું છે અને બે બાજુથી સીલ કર્યું છે. સીલપર સિંહની છાપ છે અને મોટા અક્ષરે એના પર—'

'હું કવર વિષે નથી પૂછતો. એની અંદરના કાગળ સંબંધી પૂછુ છું. એમાં શું હતું?'

'એ આપને કહી શકાય એમ નથી. એ ઘણી જ ગંભીર બાબત છે. આપને એ હકીકત ઉપયોગી પણ નથી. જો આપની અજબ શક્તિથી મ્હેં કહ્યું તેવું સીલબંધ પરબીડીયું શોધી આપો તો આપે નામદાર સરકારની અણમૂલી સેવા કરી કહેવાશે અને અમારી શક્તિ મુજબ આપને એનો બદલો આપવા

નહિ ચૂકીએ.'

જયંત હસીને ઊઠયો.

'આપ બન્ને ઘણાજ મોટા માણસ છો અને આપનો વખત બહુજ કિંમતી છે. મ્હારો વખત પણ મ્હારા કામના પ્રમાણમાં અમૂલ્ય છે. હું ઘણોજ દિલગીર છું કે મ્હારાથી આપને મદદ થઇ શકે એમ નથી. આપણો કિંમતી વખત નાહક વાતોમાં બરબાદ કરવો ઠીક નથી.'

સર ત્રિભુવન એકદમ ઉભા થયા.

'એવી રીતે સાંભળવાની એમને ટેવ—' એટલું કહીને એ અટકી ગયા અને પાછા બેઠા. પછી જરાવાર શાંતિથી વિચાર કરીને બોલ્યા:

'તમારી વાત ખરી લાગે છે. મી. જયંત! તમને એ હકીકત કહેવી જોઇએ. વખતે એ તમને મદદરૂપ થઇ પડે.'

'ખરી વાત છે.' મી. મઝમુદારે ટેકો આપ્યો.

'તો મ્હારે આપને કહેવું જોઇએ કે આપ અમારા બેઉ જણુઃ મ્હારા અને મ્હારા મિત્ર તથા સાથીદાર ડૉ. નટવર ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને જે કૈં કહેશો તેનો રજમાત્ર પણ દુરૂપયોગ નહિ થાય.'

'એની મ્હારી ખાત્રી છે.' સર સાહેબે કહ્યું.

'એ કાગળ......તરફથી લખાયો છે. અને એમાં......હકીકત છે. હવે એ જો બહાર પડી જાય તો કેવું ગંભીર પરિણામ આવે એ તમે કલ્પી શકો એમ છો.' એમ કહીને અમને બધી વાત તથા સંજોગો સમજાવ્યા.

'અને એને માટે ગમે તેટલો ખરચ કરવો પડે તો યે હરકત નથી. એની કિંમત અત્યારે કરોડોની આંકીએ તો પણ ઓછી છે.' સર ત્રિભુવનપ્રસાદે કહ્યું.

'એના લખનારને આપે ખબર આપી છે?' જયંતે પૂછ્યું.

'હા. એક છૂપો તાર કર્યો છે.'

'વખતે એમની ઇચ્છા એ કાગળ પ્રકાશમાં આવે એવી હશે?'

'એમ નથી. અને એનાં પણ કારણો છે. એ એમ સમજે છે કે એનું એ પગલું ઉતાવળે અને ગફ્લતથી લેવાયલું છે તેમજ એના પ્રકાશનથી આપણા કરતાં એને વધારે ગેરલાભ છે એટલે એમાં એનો હાથ ન જ હોય.'

'તો પછી એના પ્રકાશનમાં કોનું હિત છે? એનો ઉપયોગ કરવાની ઇચ્છા ન હોય તો કોઇ માણસ એને શા માટે ચોરે?'

'ત્રણ ચાર પક્ષને એનાથી લાભ છે.' એમ કહીને એ પક્ષનાં નામ કહ્યાં.

'તો પછી એ લોકોમાંથી કોઇએ ચોરાવ્યો હશે.'

'એમ લાગે છે.

'એ કાગળ એ રીતે ચોરાયો હોય તો કોને મોકલવામાં આવે?'

'એ પક્ષના નેતાને. અને તે પણ વીસમી સદીનાં સાધનો જેટલી ઝડપથી એ કામ કરી શકે તેટલી ઝડપે.'

'તો તો પછી એનાથી થતા અનર્થ માટે તૈયાર થવું જોઇએ.'

'વખત બહુ જ થોડો છે.'

'એ ખરૂં, પણ તેટલામાં યે તૈયારી કરી લેવી જ રહી. કારણ કે એ કાગળ બાર વાગ્યા પછી તો ગુમ થયો હોય એમ માની શકાય જ નહિ. એ કાલે સાંજે સાડા સાતથી બાર વાગ્યા સુધીમાં ગુમ થયો–ઘણુંખરૂં સાડા સાત કે આઠ વાગે કારણકે એ લેનારને કાગળ ત્યાં હોવાની માહિતી હતી એટલે એ જેમ બને તેમ જલદી જ લઇ લેવા પ્રયત્ન કરે એ દેખીતું છે–એટલે એને અત્યાર સુધીમાં દશબાર કલાક મળ્યા અને

એટલામાં તો એ ક્યાંનો ક્યાં પહોંચી જાય એ બનવા જોગ છે.'

'બરાબર છે. તમે કહો છો એમ થવું અસંભવિત નથી.' સર ત્રિભુવને કહ્યું.

'હવે ધારો કે એ કાગળ આપના કોઇ નોકરે લીધો—'

'બન્ને નોકરો ઘણાજ પ્રમાણિક છે.' મી. મઝમુદાર વચ્ચે જ બોલ્યા.

'હું ભૂલતો ન હોઉં તો આપનો એ ખંડ બીજે માળે છે અને તેમાં જવાનો માત્ર એકજ રસ્તો છે. ત્યાં જનાર ચોરીછૂપીથી ભાગ્યે જ જઇ શકે એમ છે, એના પર કોઇ ને કોઇની નજર તો પડે જ. તો પછી એવી રીતે લેનાર બહારનું નહિ પણ ઘરનું જ કોઇ હોવું જોઇએ. હવે એ લઇને ક્યાં જાય છે? એ કંઈ સીધું પેલા પક્ષના માણસો કે એજન્ટો પાસે ન જાય પણ એના કોઇ છૂપા જાસુસને મળે. અને એવા જાસુસો મ્હારાથી અજાણ્યા નથી. આવી જાતના કામમાં જે જાગ્રુતા છે તે બધાની હું તપાસ કરૂં છું અને એ કોઇ ગેરહાજર લાગશે તો એના તરફ ધ્યાન આપવું પડશે અને કામ કંઈક સરળ થશે.'

'પણ એ શા વાસ્તે જાતેજ કાગળ લઇ જોખમ ખેડીને જાય? અહીંના જ એજન્ટને શા માટે ન આપે?'

'એનાં કારણો છે, અહીંના એજન્ટો કરતાં એ લોકોને સીધો સંબંધ બહુ સારો હોય છે અને તે રીતે વધુ મળવાની આશા પણ હોય છે. અહીંના એજન્ટો સાથે તો ઘણીવાર અણબનાવ હોય છે કારણ કે વખત આવે એનો ભાંગરો વાટવામાં પણ એ લોકો પાછું વાળીને જુએ નહિ એવા હોય છે.'

સર ત્રિભુવને ડોકું હલાવી જયંતના કથનને ટેકો આપ્યો.

'તમારી વાત ખરી છે. ત્યાંથી જે મળે તે અહીં ન ઉપજે. એ હવે તમને સોંપ્યું. તમારી તપાસ તમે શરૂ કરો અને અમે હવે અમારી તૈયારી બનતી ઝડપથી શરૂ કરીએ. તમારી

તપાસનું પરિણામ જણાવતા રહેજો.' એમ કહીને બન્ને જણે રજા લીધી.

એ માનવંત મ્હેમાનોના ગયા પછી કેટલીક વાર સુધી જયંત વિચારમાં હતો. એ દરમિયાન હું મુંબાઇ સમાચારમાં એ એક દિવસ પર બનેલા એક કિસ્સાને રસપૂર્વક વાંચતો હતો. મ્હારૂં ધ્યાન થોડી વારે એના તરફ ખેંચાયું એટલે એણે કહ્યું:

'એ જ સરળ રસ્તો છે. કોઇ પણ હિસાબે એ કાગળ પેલા ત્રણમાંના એકની પાસે ગયો હશે, નટવર! અને જો બની શકશે તો એમની પાસેથી ખરીદી લેવા પ્રયત્ન કરીશ. પૈસાથી પતતું હશે તો મુંબાઇ સરકાર જોઇએ તેટલા રાજીખુશીથી આપશે. એ ત્રણેનાં નામ: હુસેનબક્ષ, રંગપ્પા ચેટ્ટીઆર અને અનંત વિષ્ણુ ગોડબોલે—'

મ્હેં છાપા તરફ જોઇને પૂછ્યું:

'એ અનંત વિષ્ણુ ગોડબોલે નેપીઅન સી રોડ પર રહે છે?'

'હા.'

'ત્યારે એ તો તને મળશે નહિ.'

'કેમ?'

'કાલે રાત્રે એનું એના ઘરમાંજ ખૂન થયું.'

મ્હારા મિત્રે ઘણીયેવાર મ્હને આશ્ચર્ય પમાડીને મુગ્ધ કર્યો છે. એને મ્હેં આશ્ચર્યચકિત કર્યો હોય એવું ભાગ્યેજ બનતું અને એવા વિરલ પ્રસંગોએ મ્હારા આનંદની અવધિ આવતી. આ પણ એવોજ પ્રસંગ હતો. એ એકદમ ઉભો થઇ ગયો અને મ્હને મોટેથી વાંચવા કહ્યું.

નેપીઅન સી રોડ પર ખૂન!

એક ઘણો ગંભીર પ્રકારનો ગજબનાક ગુન્હો ગઇ કાલે રાતના નેપીઅન સી રોડ પરના નં. ૧૬ ના બંગલામાં બનવા

પામ્યો હતો. એ નાના પણ સુશોભિત મકાનમાં મી. અનંત વિષ્ણુ ગોડબોલે નામના જાણીતા ગૃહસ્થ રહેતા હતા. એવણ ઘણાજ મીઠા સ્વભાવના મીલનસાર આદમી હતા. એમની ઉમર ચોત્રીસેક વરસની હતી અને હજી સુધી પરણ્યા ન હતા. એ જાતે એકલાજ ત્યાં રહેતા હતા. મરનારના બે નોકરો પૈકી સાવિત્રી રસોઇયણ છેક ઉપર સુઇ ગઇ હતી અને બીજો ઘાડુ સિપાઇ પરેલમાં કોઇ દોસ્તદારને ઘેર સત્યનારાયણની પૂજા હતી એટલે ગયો હતો. દસ વાગ્યા પછી મી. ગોડબોલે ઘરમાં એકલાજ હતા. તે પછી શું થયું ને શું નહિ તેનો પત્તો લાગ્યો નથી પણ આશરે પોણાબાર વાગે પોલિસ સિપાઇએ ત્યાં થઇને જતાં નં. ૧૬ ના બંગલાનો દરવાજો ખુલ્લો જોયો એટલે એણે જોયું તો બંગલાનાં બારણાં પણ ખુલ્લાં હતાં. અંદર બત્તી બળતી હતી એટલે એણે બૂમ મારી પણ કોઇએ જવાબ ન આપ્યો. એ આગળ વધ્યો તો અંદરના ખંડનો રંગ તદ્દન બદલાઇ ગયેલો જોયો. બધું ફરનીચર આમતેમ વેર વીખેર પડયું હતું અને તેની વચ્ચે એ ઘરનો માલિક મરણ પામેલો પડયો હતો. એને કોઇએ ઘા કર્યો હતો અને તે હૃદય સોંસરો નીકળ્યો હોઇ એકાએક મરણ પામ્યો હોય એમ જણાતું હતું એ ખંજરનો ઘા હતો અને પાસેજ તે લોહીથી ભીંજાયલું એક બાજુ પડયું હતું. મારનારનો ઇરાદો ચોરી કરવાનો ન હતો કારણ કે એણે એ ખંડમાંથી કોઇ પણ કિંમતી ચીજ ઊડાવવાનો પ્રયત્ન કર્યો ન હતો. મી. ગોડબોલે એટલા બધા જાણીતા માણસ હતા કે એમના આ આકસ્મિક અને અણધારેલા ભેદી મરણથી એમના સેંકડો સ્નેહીઓ અને સંબંધીઓને આઘાત થયા સિવાય નહિ રહે.

'આ ઉપરથી તને શું સમજાય છે? નટવર!' જરા થોભીને જયંતે પૂછ્યું.

'એ એક અણધાર્યો બનાવ લાગે છે.'

'અણધાર્યો? હજી હમણાં જ આપણે વાત કરતા હતા તેમાંનો એક જે વખતે એ કાગળ ચોરાયો તે વખતે એકાએક મરણ પામે છે. એ અકસ્માત હોય એમ મ્હને નથી લાગતું. મ્હને તો એ બે બનાવો વચ્ચે કંઇક સંબંધ હોય એમ લાગે છે નટવર! અને એ સંબંધ શોધવો એ આપણું કામ છે.'

'પણ તો પછી પોલિસને બધી ખબર પડી ગઇ હશે.'

'રહેજ પણ નહિ. એ લોકો તો જે વિગતો નેપીઅન સી રોડ પર જુએ છે એટલીજ જાણે છે. આપણા અસીલની વાતનો વા પણ એમને કાને નહિ જાય! આપણે જ ફક્ત બેઉ બનાવો અને એ બેઉ વચ્ચે પરસ્પર હિત સંબંધ છે તે જાણીએ છીએ. એક વિશિષ્ટ કારણને લીધે પણ મ્હને ગોડબોલે માટે શક છે. પેલા બે કરતાં એ મી. મઝમુદારના બંગલાની વધુ નજીક રહે છે અને એજ કારણસર એને અને મી. મઝમુદારના કોઇ પણ માણસને—નોકરને સંબંધ હોય કે અરસ્પરસ ખબર જલદી લઇ દઇ શકે એ વધુ સંભવિત છે. અલબત, આમાં સંડોવાતા માણસો ગણ્યા ગાંઠ્યા છે તેમ જ બધો બનાવ પણ થોડા વખતમાં બનવા પામ્યો છે. અરે! પેલું વળી કોણ આવે છે?'

થોડીવારમાં માણસે કોઇ બાઇના આવવાની ખબર આપી. જયંતે તેને અંદર મોકલવાની સૂચના આપી.

તરત જ અમારા ખંડમાં એક અનૂપમ લાવણ્યવતી યુવતી દાખલ થઇ. તેનો પોષાક સુધરેલી ગુજરાતણને છાજે એવો હતો. એના સૌંદર્ય પર દુઃખના શેરડા પડયા હતા.

'એ હમણાં અહીં આવ્યા હતા, મી. જયંતરાય!'

'કોણ મી. મઝમુદાર?'

'હાજી.'

'થોડીક જ વાર થઇ.'

'એ શી વાત કરી ગયા તે કૃપા કરી કહેશો?'

'આપ જરા સ્વસ્થ ચિત્તે બેસો.' એમ કહી જયંતે ખુરસી તરફ આંગળી કરી. 'આપ મ્હને ઘણી જ કફોડી સ્થિતિમાં મૂકો છો પણ મ્હારે કહેવું જોઇએ કે એ મ્હારાથી જણાવી શકાશે નહિ.

આવનાર બાઇ–શ્રીમતી મનોરમા–એ પોતાની બેઠક બારીની તરફ પીઠ રાખીને ગોઠવેલી ખુરસીપર લેતાં કહ્યું:

'જયંતભાઇ! આપની સાથે હું ખુલાસેથી વાત કરીશ. અને આશા રાખું છું કે તમે પણ એવી રીતે વર્તશો. અમારી દંપતીની વચ્ચે એક વાત સિવાય બધીયે વાતોમાં સંપૂર્ણ વિશ્વાસ, અનુરાગ અને ઐક્ય છે. એ એક વાત તે રાજકારણની. એમાં એ મ્હને કાંઇ વાત કરતા નથી. ગઇ કાલે રાત્રે અમારે ત્યાં એક ગંભીર બનાવ બન્યો છે. હવે એ સંબંધે મ્હને વિશ્વાસપાત્ર વાત કરવામાં આવતી નથી. છતાં શું બન્યું છે અને તેનું પરિણામ શું આવશે એ જાણવું મ્હને અત્યંત ઉપયોગી છે. અને એ તમારા સિવાય મ્હને બીજું કોઇ કહી શકે એમ નથી. એટલે કૃપા કરીને આપ એ બધી હકીકત મ્હને અથેતિ કહેશો તો મોટો આભાર થશે. ખરું પૂછો તો એ મ્હારા પર વિશ્વાસ રાખે તો એમના લાભની વાત છે પણ એ તો એમની ખુશીની વાત રહી! એ કાગળ ચોરાયો છે તે શાને લગતો હતો?'

'તે મ્હારાથી કહી શકાય એમ નથી.' જયંતે જવાબ આપ્યો.

મનોરમાએ નિશ્વાસ નાખ્યો.

'એ વિગતો જો આપના પતિ જ આપનાથી છૂપી રાખવા માગે છે તો પછી એ ખુલ્લી કરવાનું મ્હને કાંઇ કારણ નથી. એ ઉપરાંત ધંધાની રૂએ પણ મ્હારા અસીલોની હકીકત છૂપી રાખવા હું બંધાયેલો છું. મ્હને પૂછવા કરતા આપ એમને પૂછો

તે જ વધારે સારૂં છે.'

'મ્હેં પૂછ્યું હતું. છેલ્લા ઉપાય તરિકે જ હું તમારી પાસે આવી છું. તમે બધું ન કહો તો ભલે પણ હું પૂછું તેનો જવાબ આપશો તોયે બહુ છે.'

'શું પૂછવું છે?'

'આ બનાવથી મ્હારા પતિની અત્યારની પરિસ્થિતિમાં ફેરફાર થવા અથવા એમની બદનામી થવા સંભવ છે?'

'જો બધું સીધુ પાંસરૂ ન ઉતરે તો એમ થાય તેમાં નવાઇ નથી.'

'એમ!' એની શંકાઓ કંઈક નિર્મળ થતી હોય એમ એણે કહ્યું

'એક બીજો સવાલ પૂછું? એ બોલી ગયા હતા તે પરથી લાગે છે કે એનાથી આખા દેશને નુકશાન થાય એવું ભયંકર પરિણામ પણ આવે એ શું ખરી વાત છે?'

'જો એમણે એમ કહ્યું હોય તો એ ખોટું છે એમ કહેવાની મ્હારી ઇચ્છા નથી.'

'કેવું નુકશાન થાય?'

'એનો જવાબ ન આપી શકાય. મ્હેં જે કહ્યું છે તે પણ ઘણું વધારે પડતું છે.'

'તો પછી તમારો ઝાઝો વખત બરબાદ નહિ કરૂં. તમે વધુ કહી શકતા નથી એ માટે તમને ઠપકો અપાય એમ નથી! એક ઉપકાર કરશો? મ્હારા અત્રે આવાવની વાત એમના જાણવામાં ન આવે એ રીતે વર્તશો?'

'બનશે તો–' એવો જયંતે જવાબ આપ્યો.

અને જરાક મલકાઇને મનોરમાએ રજા લીધી.

'નટવર! આ બધી તારા ખાતાની વાત થઇ. સ્ત્રીઓના સ્વભાવનું વર્ગીકરણ કે પૃથક્કરણ એ તને ઠીક આવડે છે.' એના

ગયા પછી જયંતે મ્હને કહ્યું. 'એ શી રમત રમે છે? એનો ઇરાદો શો છે?'

'એણે કહ્યું તે તદ્દન ખરૂં છે અને એની ચિંતા વ્યાજબી છે.'

'એમ! પણ એની રીતભાત, દેખાવ' વાતચીત એ બધાનો તો વિચાર કર, નટવર! એ પોતાની લાગણીઓ દબાવવામાં હોશિયાર હોવા છતાં પણ એના કાબુની કમાન કદી કદી છટકતી હતી તેનો તો વિચાર કર!'

'એ બિચારી ઘણી ગભરાઇ ગઇ હતી.'

'અને કેવી રીતે એ હકીકત જાણવા એણે આજીજી કરી તે યાદ કર! એનું એમ કરવાનું કારણ શું હતું? અને એણે આ બધામાં કઇ ખુરસી પસંદ કરી તે તો જો. પોતાના મ્હોંપર પ્રકાશ ન પડે અને મનની લાગણી તથા મ્હોંના ફેરફાર જણાય નહિ એવી બેઠક એણે પસંદ કરી. એના મનની વાત આપણે જાણી જઇએ તે એને પસંદ ન હતું.'

'હા, એણે ખુરસી તો એવીજ પસંદ કરી.'

'અને છતાંયે એનો હેતુ સમજાતો નથી. પેલા કેસમાં આપણે આમ નજીવી વાત પરથીજ ગુંચ ઉકેલી હતી તે યાદ છે ને?'

'હાસ્તો. કેમ ઊઠ્યો?'

'હું જરા નેપીઅન સી પર લટાર મારી આવું, અને જોઉં તો ખરો કે ત્યાં શું બન્યું છે! ત્યાંથીજ કૈં જાણવા જેવા સમાચાર મળશે એવી મ્હારી માન્યતા છે. ઘણુંખરૂં જમવા ટાણે તો હું આવી પહોંચીશ.'

એ આખો દિવસ, એની પછીનો અને તેની પછીનો દિવસ જયંત એકદમ ગંભીર સ્થિતિમાં રહ્યો. ન કોઇ સાથે ખુલાસેથી બોલે કે વાત કરે! એ વખત દરમિયાન મરનારની લાસ પર જ્યુરી ભરાઇ અને કોઇ અજાણ્યા માણસે ખૂન કરવાથી મ ણુ

નીપજ્યું એમ ચુકાદો ચાલ્યો. કોરોનરની કૉર્ટમાં પણ જાણવા જેવી જુબાની પડી નહિ. ઘોડુ સિપાઇ બહાર ગયો હતો અને એણે પોતાના સાક્ષીઓ રજૂ કરી પોતે ખૂન થયું ત્યારે પરેલમાં હતો એ વાત સાબીત કરી હતી એટલે એને છોડી દેવો પડયો હતો. સાવિત્રીએ જણાવ્યું કે એને તો કૈંજ ખબર ન હતી. એ તો છેક છેવાડેના ભાગમાં ઉપરને નાકે સૂઇ રહી હતી તે છેક બૂમરાણ થયું ત્યારે જાગી.

એમ ત્રણ દિવસ સુધી એ વાત ભેદ ભરમ જેવીજ રહી. જયંત કૈંક વધુ જાણવા પામ્યો હશે પણ એ તો કૈંજ બોલતો ન હતો!

ચોથે દિવસે છાપામાં એક નવાઇ જેવી હકીકત છપાઇ.

**નેપીઅન સી રોડ પર ખૂનીનો પત્તો**

**ધણીને મારનાર ભેદી બૈરી.**

વડોદરાની પોલિસે કરેલી શોધ મુજબ અત્રેના નેપીઅન સી રોડ પર થયેલા મી. અનંત વિષ્ણુ ગોડબોલેના ખૂન વિષે ઘણી જાણવા જોગ હકીકત બહાર આવી છે. મરનાર મી. ગોડબોલેનું કોઇએ ખંજર વડે ખૂન કર્યું હતું અને શક ઉપરથી એમના સિપાઈને પકડવામાં આવ્યો હતો પણ એ તે વખતે પરેલ હતો એમ પુરવાર થવાથી એને છોડી મૂકવામાં આવ્યો છે. ગઇ કાલે માલતીબાઇ પાધ્યે નામની એક સ્રીને મગજ ભ્રમિત હાલતમાં દીવાનશાળામાં ખસેડવામાં આવી હતી એ રાવપુરામાં કેટલાંક વર્ષોથી રહે છે અને એનો ધણી હરિભાઉ વિઠ્ઠલ પાધ્યે બહુ થોડો વખત વડોદરા ખાતે રહેતો એમ માલુમ પડયું છે. તપાસ પરથી જણાય છે કે માલતીબાઈ મુંબાઇ ગયેલી ત્યાંથી તાજેતરમાંજ વડોદરે આવી ત્યારથી ગાંડી થઇ ગઇ છે. એના ધણી હરિભાઉ વિઠ્ઠલ પાધ્યે અને મરનાર અનંત વિષ્ણુ ગોડબોલેના ફોટા સરખાવી જોતાં જણાય છે કે એ બંને એકજ

વ્યક્તિ છે. કોણ જાણે કેમ પણ મરનાર એવી રીતે વડોદરા અને મુંબાઇ ખાતે જુદે જુદે નામે ભેદ ભરી જીંદગી ગુજારતા જણાતા હતા. માલતીબાઇએ પોતાના ધણી તરફથી ઘણું દુઃખ વેઠયું હોય એમ લાગે છે. તે દુઃખની મારી એ હેરાન પરેશાન થઇને પોતાના ધણીને શોધવા મુંબાઇ આવી લાગે છે. મંગળવારે સવારે એ ગ્રાન્ટરોડ સ્ટેશન પર મગજ ભ્રમિત હાલતમાં ફરતી હતી એવી પોલિસને ખબર મળી છે. આ ઉપરથી એમ લાગે છે કે એણે પોતાના મગજની ભ્રમિત હાલતમાં કે પછી કોઇ ન જણાયલા સંજોગોમાં પોતાના ધણીનું ખૂન કર્યું હોય એ ન બને એવી વાત નથી. સોમવારે રાતના મોડે સુધી નેપીયન સી રસ્તા પર રખડતી પોલિસે એને જોઇ હતી એમ પણ ખબર મળી છે.

'આ ઉપરથી તને શું લાગે છે? જયંત!' એ મોટેથી વાંચીને મ્હેં જયંતને પૂછ્યું.

'પ્રિય નટવર!' જયંતે હસીને કહ્યું 'તું બહુજ ધીરજવાળો માણસ છે! આ ત્રણેક દિવસથી મ્હેં તને કૈં કહ્યું નથી છતાં તેં જરાપણ પૂછવા જેટલીયે અધીરાઇ બતાવી નથી. ઘણી વિગતો તે પછી મ્હારા જાણવામાં આવી છે. આ રિપોર્ટથી મ્હને જરા પણ મદદ નથી મળતી.'

'પણ એના ખૂનનો તો એ સંપૂર્ણ ખુલાસો આપે છે ને?'

'પણ એનું ખૂન તો માત્ર એક અકસ્માતથી જ થયું છે. જે કામ આપણે તપાસી છીએ તેના પ્રમાણમાં એ એક નજીવો બનાવ ગણાય. આ ત્રણ દિવસોમાં એક જાણવા જેવો બનાવ બન્યો છે અને તે એ છે કે આ ઘડી સુધી કૈં જ નવો બનાવ બનવા પામ્યો નથી. પળેપળના મ્હને સમાચાર મળ્યે જાય છે. હવે જો આ કાગળ બહાર ગયો હોય તો એવી શાંતિ રહેવા પામે નહિ. એટલે એ બહાર ગયો નથી. તો પછી એ ક્યાં છે?

શા માટે એનો ઉપયોગ કરવામાં આવતો નથી? મ્હારા મગજમાં એ વાત પ્રતિપળે હથોડાના ઘાની પેઠે ઠોકાયા કરે છે. એ જ રીતે ગોડબોલેનું ખૂન થયું એ શું અણધાર્યો સંજોગ હતો? એ કાગળ એને મળ્યો હતો? એ જો એને મળ્યો હોય તો એના બીજા કાગળો સાથે એ જડયો કેમ નહિ? એની ગાડી બૈરી એ કાગળ લઇ ગઇ? એ લઇ ગઇ હોય તો એ વડોદરે પડ્યો હશે? ત્યાં જઇને વડોદરાની પોલિસને ખાલી શંકાશીલ કર્યા સિવાય મ્હારાથી તપાસ કેમ થઇ શકે? આ બધા સવાલ મ્હારા મગજને ગુંચવી નાખે છે. જો આ બધા અંતરાયો છતાં આપણે ફતેહ પામીએ તો તો ઘણું જ સારૂં. આ છેલ્લા સમાચાર આવ્યા. ઓહો! જમશેદજીએ કંઈ ધાડ મારી લાગે છે! ચાલ નટવર! આપણે નેપીઅન સી રોડ પર જવું જોઇએ.'

ગુન્હાના સ્થળની અમારી આ પ્હેલી જ મુલાકાત હતી. અમે ત્યાં ગયા એટલે જમશેદજી માદને અમને આવકાર આપ્યો.

'કેમ વડોદરાના સમાચાર વાંચીયા?' એમણે પૂછ્યુ

જયંતે માથુ હલાવી હા કહી.

'એ લોકો હમણાં હમણાં ટેસમાં છે જયંત! પેલા બાબર દેવાને પકડીને એ લોકોએ પોતાની હોંશિયારી પુરવાર કરી છે! એ કહે છે તેમ માલતીબાઈ એકાએક અહીં આવી ને બારણું ખખડાવ્યું. ગોડબોલેએ એને બોલાવી. બેઉજણ વચ્ચે સખત તકરાર થઇ અને એકાએક એણે ખંજરથી પેલાને ઘાયલ કર્યો. ગુસ્સાના આવેશમાં સ્ત્રી પણ વાઘણ જેવી વિકરાળ બની જાય છે! પેલો પડયો અને મરી ગયો. વાત દિવા જેવી છે!'

'છતાં તમે મ્હને બોલાવ્યો!' જયંતે કહ્યું.

'એ તો બીજી બાબત છે—તદન નજીવી—પણ તમને રસ પડે એવી. અજાયબી ભરેલી—તમને એ પસંદ પડશે જ. એને

મુખ્ય બનાવ સાથે સંબંધ નથી.'

'શી બાબત છે?'

'તમને ખબર છે કે આ જાતના બનાવ પછી બનતા સુધી બધી વસ્તુઓ મૂળ સ્થિતિમાં રાખવાની અમે ખાસ કાળજી રાખીએ છીએ એ મુજબ કોઇ ચીજ ખસેડવામાં આવી નથી. એક અમલદાર રાત ને દિવસ અહીં ચોકી કરે છે. આજે સવારે ઘણીખરી તપાસ પુરી થઇ હોવાથી અમે જરા ઠીકઠાક કરવાનો વિચાર કર્યો. આ ચટાઇ જમીન સાથે બરાબર જડી દીધેલી નથી એટલે અમે એ ઊંચી કરી તો અમને—'

'શું જડયું?'

જયંતનો ચહેરો ઘણો જ ચિંતાતૂર થયો.

'મ્હારી ખાત્રી છે કે એની તમને કલ્પના પણ નહિ આવે! એ ચટાઇ પર પેલો ડાઘ પડયો છે તે દેખાય છે? એ બતાવે છે કે પુષ્કળ લોહી વહી ગયું હોવું જોઇએ.'

'ખરી વાત.'

'અને છતાં એની નીચેની લાકડાની લાદીપર એને મળતો ડાઘ નથી એ જાણી તમને નવાઇ લાગશે!'

'ડાઘ જ નથી! પણ—'

'એમ જ. તમે એમજ કહેશો એમ મ્હેં ધાર્યું જ હતું.'

એણે ચટાઇ ઊંચકી અને બતાવ્યું તો એના કહેવા મુજબ પેલા ડાઘની નીચે ડાઘ પડ્યો ન હતો.

'પણ ચટાઇની અંદરની બાજુએ તો ઉપરના જેટલો જ ડાઘ પડયો છે.'

જમશેદજીનો ચહેરો પ્રફુલ્લિત થયો. પોતે એક બાહોશ નિષ્ણાતને ગુંચવાડામાં નાખ્યો એ વિચારથી.

'હવે એનો ખુલાસો કરૂં. એવું બીજું ધાબું છે પણ તે બીજી બાજુ છે. જુઓ.' એમ કહીને એણે ચટાઈ ફેરવી. અને

બીજી બાજુ પડેલું મોટું ધાબું બતાવ્યું. 'આ ઉપરથી તમે શું ધારો છો?'

'એમાં નવાઇ જેવું કાંઇ નથી. ધાબાં એક સરખાં જ છે; માત્ર ચટાઇ જ કોઇએ ખસેડી નાખી છે!'

'ચટાઇ ખસેડી છે એટલું જાણવાને તમારી મદદની જરૂર ન હતી. એ તો સમજાય એવું છે કારણ કે ચટાઇ ફેરવીએ તો બેઉ ધાબાં એક બીજાપર આવી રહે છે પણ જાણવાનો મુદ્દો એટલો જ છે કે એ ચટાઇ એમ કોણે અને શા માટે ફેરવી?'

જયંત હદપારનો ચિંતાતૂર હતો.

'આમ જુઓ મી. માદન!' એણે કહ્યું 'અત્યાર સુધી આનાપર દેખરેખનું કામ પેલા કૉન્સ્ટેબલને સોંપ્યું હતું?'

'હાજી. એને જ.'

'તો પછી હું કહું તેમ કરો. એને બરાબર તપાસો. અમારી પાસે નહિ પણ બીજા ઓરડામાં લઇ જઇને. એને ખખડાવો એટલે એ એકરાર કરી દેશે. એને પૂછો કે એણે અજાણ્યા માણસને અહીં દાખલ કેમ કર્યો અને એકલો રાખીને બહાર કેમ ગયો? એણે જે ચટાઇ ફેરવી હોય તો એ સવાલ પૂછતા નહિ. એ ખરૂં જ હશે. એને કહેજો કે તમને બધી ખબર પડી ગઇ છે. દબાવજો એટલે એ માની જશે. સાચી વાત કહેશે તો માફી મળશે અને ખોટું બોલશે તો નોકરી પરથી રજા મળશે એ પણ કહેજો.'

'અરે પરવરદેગાર! એ જાણતો હશે તો ઘડીના છઠ્ઠા ભાગમાં હું એને સીધો કરસ.' જમશેદજી બોલ્યા અને થોડી-વારમાં પેલાને લઇને બીજા ખંડમાં ગયા.

'નટવર! ધ્યાન આપ.' કહી જયંતે મ્હને ચેતવ્યો. એણે તરત જ ચટાઇ ખસેડી અને લાકડાની લાદીઓ તપાસવા માંડી. એની બારીક નજર એક કકડા પર પડી. એની રહેજ

ફાટમાં એણે નખ ઘાલીને એ કકડો ઊંચો કર્યો. એની નીચે એક ચોરખાનું હતું. જયંતે આતુર ચ્હેરે એમાં હાથ નાખ્યો પણ અંદર કંઇ જ ન હતું. એનો હાથ ખાલી હતો!

'જલદી નટવર! જલદીથી ચટાઇ નાખી દે.'

એટલે પેલી લાદી બરાબર મૂકીને મ્હેં ચટાઇ ઠીક કરી ત્યાં તો જમશેદજી આવી લાગ્યા.

'ખરી વાત છે મી. જયંત! તમારૂં અનુમાન જરેજર ખરૂં છે. એણે એકરાર કર્યો છે. આમ આવ કાવસ! આ ગૃહસ્થોને તારો એકરાર સંભળાવ.'

પેલા કોન્સ્ટેબલે નરમાશથી પોતાની વાત શરૂ કરી.

'એવું થયું સાહેબ! કે કાલે સાંજે બંગલો ભૂલી જઇને કોઇ બાઇ અહીં આવી. મ્હેં એની સાથે વાત કરી. આખો દિવસ એકલા ભૂત જેવો ગાળ્યો હોય તો કોઇ સાથે બે અક્ષર બોલવા મળે એ રાહત જ ને!'

'પછી શું થયું?'

'એણે કહ્યું કે છાપામાં ખૂનની વાત આવે છે તે ક્યાં થયેલું? કોઇ ખાનદાન માણસ લાગ્યું એટલે બતાવવામાં મ્હને કંઈ જોખમ ન જણાયું. મ્હેં આ જગ્યા બતાવીને વાત કરી એટલામાં એને મૂર્છા આવી. હું પાણી લાવ્યો ને છાંટયું પણ ફેર ન પડ્યો એટલે નાકા પરના રેસ્ટોરાંમાં સ્મેલિંગ સૉલ્ટની બાટલી લેવા ગયો. એ લઇને આવ્યો તો બાઇ જ મળે નહિ. બિચારી શરમાઇને ચાલી ગઇ હશે!'

'પણ પેલી ચટાઇ કોણે ફેરવી?'

'એ જરા આમતેમ ચોળાઇ હતી એટલે મ્હેં જ સીધી કરી. એ બાઇને મૂર્છા આવી તેથી એકઠી થઇ ગઇ હતી.'

'એ તને નસીઅત મળી સમજ્યોને કાવસ! હવે પછી આવી રીતની ભૂલ કરશે તો માફ નહિ થાય. તેં

જાણ્યું કે એ મ્હને નહિ સમજાય પણ એ ચટાઈ જોતાં જ હું પામી ગયો કે તેં કૈં ગફલત કરી લાગે છે.' જમશેદજીએ રૂઆબથી કહ્યું.

'એ બાઇ અહીં એક જ વખત આવી હતી?'

'હાજી. ફક્ત કાલે સાંજે જ.'

'એ કોણ હતી?'

'એનું નામ તો ખબર નથી સાહેબ! પણ કૈં કોઇને મળવા આવી હતી અને જાળતુ જ મકાન કોઇએ બતાવ્યું એટલે અહીં આવી ચઢી હતી.'

'ઊંચી હતી? દેખાવડી હતી? કેવી હતી?'

'આપ કહો છો એવી જ સાહેબ! ઘણી દેખાવડી. અવાજ પણ ઘણો જ સુરીલો અને મીઠો. બોલવે પણ ઘણી જ વિવેકી.'

'એણે કપડાં કેવાં પહેર્યાં હતાં?'

'સાધારણ રીતે ગુજરાતણો પહેરે છે એવાં પણ ઉપર પારસી સ્ત્રીઓની પેઠે ઓવરકોટ પહેર્યો હતો.'

'કેટલા વાગે?'

'અંધારૂં થયું ત્યારે. હું રૅસ્ટોરામાંથી આવ્યો ત્યારે બત્તી થઇ ગઇ હતી.'

'ઠીક.' જયંતે કહ્યું. 'ચાલ નટવર! આપણે હજી બીજો ઘણું જરૂરી કામ છે.'

અમે બહાર નીકળ્યા એટલે કાવસજી બહાર સુધી વળાવવા આવ્યો.

અમે થોડે આગળ જઇને વળાંક લીધો એટલે જયંત ખડખડાટ હસી પડ્યો. 'નટવર! હવે ત્રીજા અંકનો છેલ્લો પ્રવેશ શરૂ થાય છે. તને જાણીને સંતોષ થશે કે હવે કૈં જ ધાસ્તી જેવું નથી. કાગળ સલામત છે અને એને આપણે ઠેકાણાસર પહોંચાડવા જઇએ છીએ.'

આ સાંભળી મ્હારા આનંદનો પાર ન રહ્યો. એણે એ શી રીતે મેળવ્યો, કયારે મેળવ્યો, અને કઇ રીતે એ પહોંચાડવા જાય છે તે મ્હને સમજાયું જ નહિ.

'એ મળી આવ્યો?' મ્હેં પૂછ્યું.

'હજી મળવાનો છે.' એણે જવાબ આપ્યો. 'કેટલાક મુદ્દા હજી સમજાયા નથી પણ આપણી પાસે એટલી વિગતો છે કે એને જોરે જો એ આપણે ન શોધી શકીએ તો આપણી જ મૂર્ખાઇ ગણાય. આપણે સીધા દરિયામહાલમાં જઇએ છીએ અને ત્યાં જે તે નિર્ણયપર આવીશું એમ મ્હને લાગે છે '

દરિયામહાલ પહોંચતાં વેંત જ જયંતે મનોરમાબાઇ છે કે કેમ તે તપાસ કરી. મી. મઝમુદાર બહાર ગયા હતા. મનોરમાએ અમને આવકાર આપ્યો.

'એ બહાર ગયા છે તે હમણાં આવશે. જયંતભાઇ! જરા બેસો.'

'મ્હારે આપનું કામ છે.'

એ સાંભળી એને ગાલે શેરડા પડયા

'એમને મળતા પહેલાં મ્હારે આપને મળવું હતું. પેલો ઘણો જ કિંમતી કાગળ શોધી કાઢવાનું કામ મ્હને સોંપવામાં આવ્યું છે એ આપની જાણ બહાર નથી. મહેરબાની કરી એ કાગળ મ્હને આપી દો.' જયંતે સ્પષ્ટ શબ્દોમાં માગણી કરી.

એની અજાયબીનો પાર રહ્યો નહિ. જેમ બને તેમ પોતાની લાગણી છૂપાવવાનો એણે ભારે પ્રયત્ન કર્યો.

'તમે મ્હારૂં અપમાન કરો છો.'

'એ બધું નકામું છે! છાનાંમાનાં કાગળ આપી દો.'

એનો ચહેરો પડી ગયો, છતાં થોડી ઘણી હિંમત એકઠી કરી અને કહ્યું:

'તમે મ્હને ડરાવવા માગો છો ખરૂંને? બૈરાં માણસ

સાથે આવી રીતે વર્તતાં શરમ નથી આવતી? તમે કૈંક જાણો છો–કેટલું જાણો છો?'

'જરા સ્વસ્થ થઇને બેસો. વખતે પડી જશો તો વાગી બેસશે. તમે બેસશો નહિ ત્યાં સુધી હું વાત નહિ કરૂં.'

એણે ખુરસીપર પોતાની બેઠક લીધી.

'તમારે જે કહેવું હોય તે પાંચ મિનિટમાં કહો.'

'એક પૂરતી છે. તમે પેલા ગોડબોલેને ત્યાં જઇને કાગળ આપી આવ્યાં અને પાછાં કાલે રાત્રે ત્યાં જઇને એ કાગળ લઇ આવ્યાં એ બધું મ્હારી જાણ બહાર નથી.'

એનો ચહેરો સફેદ પુણી જેવો થઇ ગયો. બોલતાં બોલતાં એક બે ડચકાં પણ ખાધાં.

'તમે ગાંડા થઇ ગયા લાગો છો!' એણે છેવટે કહ્યું.

'એ તો જે હશે તે જણાશે.' એમ કહી પોતાના ખીસ્સામાંથી એણે કૈંક કાગળ કાઢયો. 'મ્હેં આ મ્હારી સાથે જ રાખ્યો હતો. મ્હારી ખાત્રી હતી કે એ ઉપયોગી નિવડશેજ. પોલિસ કૉન્સ્ટેબલે એ ચહેરો ઓળખ્યો છે.' એમ કહી એણે પેલો ફોટોગ્રાફ મનોરમાને બતાવ્યો.

એના મ્હોંમાંથી ભયની ઝીણી કિકિયારી નીકળી ગઇ.

'ચાલો, બોલો! મનોરમાબ્હેન! તમારી પાસે કાગળ છે. તમને હેરાન કરવાની મ્હારી ઇચ્છા નથી. સીધે સીધાં માની જશો અને કાગળ આપી દેશો તો તમારા લાભની વાત છે. મ્હારી સાથે ખુલ્લા દિલથી વર્તશો તો બચી જશો.'

એની હિંમતને પણ હદ હતી!

'જયંતભાઇ! તમે કૈં ભૂલ કરતા લાગો છો.'

જયંત ઊઠયો.

'હું ઘણો દિલગીર છું તમારી બાબતમાં. મ્હેં તમને બચાવવા મ્હારાથી બનતું કર્યું. હવે જે થાય તેનો હું

જોખમદાર નહિ.'

એણે તરતજ સિપાઇને બોલાવીને પૂછ્યું:

'મી. મઝમુદાર ક્યારે આવશે?'

'પોણા વાગ્યે એ આવવાનું કહી ગયા છે.'

જયંતે ઘડિયાળ કાઢીને જોયું.

'હજી પા કલાકની વાર છે. બહુ સારૂ. આપણે ત્યાં સુધી થોભવું પડશે.'

સિપાઈ ભાગ્યેજ બહાર ગયો હશે ત્યાં તો મનોરમામાં એકાએક અજબ જેવો ફેરફાર થયો. એણે પોતાના બે હાથ વડે મોઢું ઢાંકીને કહ્યું:

'જયંતભાઇ! મ્હને બચાવો. પ્રભુને ખાતર મ્હને મદદ કરો. અરે! હું એટલી ચાહુ છું કે મ્હારે લીધે એમને દુઃખ થાય એ હું ભાગ્યેજ જોઇ શકીશ. એ જ્યારે બધું જાણશે ત્યારે જરૂર હૃદયભગ્ન થઇ જશે!'

'તમે હવે ઠેકાણાસર આવી ગયાં તે ઘણું સારૂં થયું. આપણી પાસે વધુ વખત નથી. એ કાગળ ક્યાં છે?'

એણે એક ટેબલનું ખાનું ઉઘાડ્યું અને તેમાંથી એ ભુરૂ પરબીડિયું કાઢ્યું.

'આ રહ્યો એ કાગળ.'

'એ શી રીતે પાછો આપીશું?' જયંત બોલ્યો. 'એનો પણ કૈં રસ્તો કાઢવો જોઇએ. પેલી પેટી ક્યાં છે?'

'હજીયે એ શયનખંડમાં જ છે.'

'કેટલું સારૂં! જલદીથી એ લઇ આવો તો.'

'એને પહેલાં શી રીતે ઉઘાડેલી? તમારી પાસે બીજી ચાવી હોવી જોઇએ. ઉઘાડો તો.'

પોલકાની અંદરની બાજુના ખીસ્સામાંથી એણે ચાવી કાઢીને પેટી ઉઘાડી. એ કાગળથી છલ્લોછલ ભરેલી હતી. જયંતે

પેલું પરબીડિયું કોઇ દસ્તાવેજની ગડીમાં મૂકીને એને પેટીના કાગળોની વચ્ચે રાખી દીધો. પેટી પાછી વસાઇ, તાળું દેવાયું અને એને ઠેકાણે પહોંચી ગઇ.

'હવે આપણે નચિંત છીએ.' જયંતે કહ્યું. 'હજી દસ મિનિટ છે તે દરમિયાન આપ ખુલ્લા દિલથી બધી વાત કહો તો સારૂં. પહેલેથી છેલ્લે સુધી તમારૂં નામ નહિ આવે અને કોઇને તમારો આમાં હાથ હતો એવી ગંધ નહિ આવે એવી રીતે હું વર્તીશ.'

'હું તમને બધુંયે કહીશ જયંતભાઇ! તમારાથી હવે કશુંય નહિ છૂપાવું. એમને એક ક્ષણ પણ દિલગીર થયેલા મ્હારાથી જોયા જતા નથી. એ માટે હું મ્હારૂં માથું આપવા પણ તૈયાર છું. મ્હારા જેટલું ભાગ્યેજ બીજી સ્ત્રી પોતાના પતિને ચ્હાતી હશે. જો એ જાણે કે હું આવી રીતે વર્તી છું તો એમના દુઃખનો પાર ન રહે અને મ્હારે મરવા વખત આવે.'

'બધું પછી, જરા જલદી કરો.'

'મ્હેં કૉલેજ જીવનમાં એક મૂર્ખાઇ ભરેલો કાગળ સહાધ્યાયીને લખેલો અને તે ગૂમ થઇ ગયેલો. અલબત્ત, એમાં એવું કૈં ન હતું પણ જરા મ્હારી મૂર્ખાઇથી ઓછુંવત્તું લખાઇ ગયું હશે. એ કાગળ જો એમના હાથમાં જાય તો એમને ઘણુંજ ખોટું લાગે અને મ્હારા પરનો એમનો વિશ્વાસ ઓછો થાય. એ લખાયે વર્ષો થયાં. વાત બધી ભૂલાઇ ગઇ હતી. છતાં મ્હેં એકાએક આ ગોડબોલે વિષે સાંભળ્યું અને મ્હારો કાગળ એ હરામખોરના હાથમાં છે એ જાણ્યું. મ્હેં એને દયા કરવા કહ્યું પણ એ ભારે હરામખોર નીકળ્યો. એ કાગળના બદલામાં મ્હારા પતિની પેટીમાંનો ભુરા પરબીડિયાવાળો કાગળ હું એને આપું તો એ મ્હારો કાગળ મ્હને પાછો આપે. એના કોઇ બાતમીદારે ભુરા પરબીડિયાવાળા

કાગળની એને માહિતી આપી હશે. એણે મ્હને ખાત્રી આપી કે એ કાગળના ગૂમ થવાથી મ્હારા પતિને ઉની આંચ પણ નહિ આવે. મ્હારી સ્થિતિમાં તમે હો તો બીજું શું કરો? જયંતભાઈ!'

'એમની પાસે જઈ બધી વાત ખરેખરી કહીને વિશ્વાસ સંપાદન કરાય'

'એ કરવાની મ્હારી હિંમત ન હતી. એક બાજુ વિનાશ હતો અને બીજી બાજુ વિશ્વાસઘાત હતો. વિનાશ કરતાં વિશ્વાસઘાત મ્હેં પસંદ કર્યો અને એમની ખાનગી ચાવીની છાપ લીધી એ ઉપરથી પેલાએ મ્હને ચાવી કરાવી આપી. મ્હેં કાગળ ચોર્યો અને પેલાને આપી આવી.'

'ત્યાં શો બનાવ બન્યો?'

'એના ખંડમાં ગયા પછી મ્હેં એને કાગળ આપ્યો એટલે એણે મ્હારો પેલો કાગળ પાછો આપ્યો. મ્હને એનો વિશ્વાસ ન હતો એટલે મ્હેં એ જોઈ લીધો. હું એના ઘરમાં ગઈ ત્યારે બહાર કોઈ બાઈ આંટા મારતી જોઈ હતી. થોડીવારે તે અંદર ધસી આવી. એના પગનો અવાજ સાંભળી ગોડઓલે ઊઠ્યો. ચટાઈ ઉંચી કરી, લાદીમાં એક છૂપું ઠેકાણું હતું તેમાં પેલું પરબીડિયું નાખીને ચટાઈ નાખી દીધી.

'પેલીએ તો અંદર આવીને મરાઠીમાં આલઓલાદ ધોવા માંડી. બે જણ વચ્ચે સાઠમારી થઈ. પેલીની પાસે ખંજર ચમકતું જોયું એટલે હું તો ત્યાંથી નાસી છૂટી. બીજે દિવસે છાપામાં એના ખૂનની વાત વાંચી. તે રાતે હું સુખી હતી કારણ કે મ્હારો કાગળ મ્હને મળી ગયો હતો અને ભવિષ્યમાં આટલી ચકચાર થવા પામશે એ વાતથી હું સાવ અજાણ હતી.

'બીજે દિવસે સવારે મ્હને ખબર પડી કે હું ઉલટી ઓલામાંથી નીકળીને ચૂલામાં પડી હતી. એ કાગળ ગૂમ થવાની ખાત્રી થતાં મ્હારા પતિનો શોકમાં તરબોળ થયેલો ચહેરો હું

ભૂલી શકીશ નહિ. મ્હને મ્હારી ભૂલ કબૂલ કરવાનું દિલ થયું પણ હું એમ કરી શકી નહિ. એમ કરતાં પહેલાં જે વાત એ ન જાણે તે માટે મ્હેં આ જોખમ ખેડયું તે વાત પણ એમને કહેવી પડે. તે ઉપરથી હું આપને ત્યાં આવી અને પરિસ્થિતિ કેટલી ગંભીર અને ભયપ્રદ હતી તે જાણ્યું. એ કાગળ ગોડબોલેએ જ્યાં મૂકયો હતો ત્યાંજ હોવો જોઇએ પણ એ ઠેકાણે પણ મ્હારાથી સહેલાઇથી જવાય એવું ન હતું. બે દિવસ સુધી મ્હેં બારીક તપાસ રાખ્યા કરી. ત્રીજે દિવસે સાંજે મ્હને લાગ મળ્યો. એમાં મ્હને શી રીતે ફતેહ મળી તે તમને ખબર છે. એ કાગળ મ્હારી સાથે લઇ આવી. એને બાળી દેવાની મ્હારી ઇચ્છા હતી કારણકે એ પાછો આપવાનું સાહસ મ્હારો ગુન્હો કબૂલ કર્યા સિવાય મ્હારાથી થાય એવું હતું નહિ. ચાલો, એ આવતા જણાય છે.' એમ કહીને એણે રજા લીધી.

તરતજ મી. મઝમુદાર અને સર ત્રિભુવનપ્રસાદ દાખલ થયા.

'કેમ કૈં સમાચાર મી. જયંત!'

'મ્હને કૈંક આશા છે.'

'પ્રભુની મહેરબાની ત્યારે તો. સર સાહેબ આજે અહીં જમવાના છે. આ બનાવથી અમારી ચિંતાનો પાર નથી રહ્યો!'

'મ્હેં બધેય તપાસ કરી છે. પણ કોઇ જગ્યાએ એ ગયો હોય એમ લાગતું નથી એટલે મ્હારી એવી ધારણા છે કે એ કાગળ આ મકાનની બહાર ગયો નથી.'

'અરે મી. જયંત!' સરસાહેબે અજાયબીથી કહ્યું.

'ખરેખર! એ બહાર ગયો હોત તો અત્યાર સુધીમાં ગાજ્યા વિના ન રહેત.'

'પણ એ છૂપાવીને રાખી મૂકવા સારૂ આ ઘરમાંથી તે કોણ લે?'

'હું કયાં કહું છું કે કોઇએ એ છૂપાવી રાખ્યો છે!'

'તો પછી એ મ્હારી પેટીમાંથી ગયો ક્યાં?'

'હું ક્યાં કહું છું કે એ પેટીમાંથી બહાર ગયો છે?'

'મી. જયંત! મશ્કરીની પણ હદ હોય છે. આવે પ્રસંગે પણ મશ્કરી!'

'તમે મંગળવાર સવાર પછી પેટી ફરી તપાસી છે?'

'ના. એમ કરવાની જરૂર ન હતી'

'વખતે સ્હેજ ગફલતથી એ શોધી નહિ શક્યા હો.'

'બિલકુલ અસંભવિત.'

'પણ એથી મ્હને સંતોષ નથી મળતો. ઘણી વખત એવી ભૂલ થાય છે કે એક ચીજ હોય છતાં ધ્યાન ન રહે. પેલું કહે છે ને કે 'કેડે છોકરૂં ને ગામે ખોળ્યું' તેના જેવું. વખતે એ બીજા કાગળોમાં આડો અવળો ભરાઇ ગયો હશે.'

'એ છેક ઉપર હતો.'

'પણ કોઇ પેટી હલાવે તો આડો અવળો થઇ જાય ને.'

'એ મગજમારી કરવા કરતાં પેટી જ અહીં લઇ આવોને મી. મઝમુદાર!' સર સાહેબે કહ્યું. 'આપણે તપાસી જોઇએ એટલે છેડો આવશે.'

મી. મઝમુદારે સિપાઇને બોલાવીને પેટી લાવવા કહ્યું. પેટી આવી એટલે એણે ઉઘાડીને જોવા માંડયું.

'ખાલી નકામો વખત ગુમાવવા જેવું. આ બધા કાગળોમાં એ ઉપર જ હતો. આ પેલા શિવજીના કાગળો. આ રેવન્યુ બીલના ખરડા. આ હિંદી સરકારનો ખરીતો. આ—અરે ભલા ભગવાન! આ શુ? એ અહીં ક્યાંથી?'

સર સાહેબે એ પરબીડિયું ખેંચી લીધું.

'એજ એ. બરાબર સીલબંધ જ છે. ઘણું સારૂ થયું.'

'ખરેખર! મ્હારા હૃદય પરથી કેટલો બધો બોજો ઉચકાઇ ગયો! પણ આ શી રીતે બનવા પામ્યુ. તદ્દન અસંભવિત!

મ્હેં એકેએક કાગળ તપાસ્યો હતો. તમને કેમ ખબર પડી કે એ અહીંયાં જ છે? તમે બડા જાદુગર જણાવ છો જયંતરાય!'

'મ્હારી ખાત્રી હતી કે અહીં જ હોવો જોઇએ. બીજે એ જડ્યો નહિ તેથી.'

'મ્હારી આંખે એ મનાય એવું નથી.'

'નજરે જોયેલી અને કાને સાંભળેલી વાત પણ કદી કદી ખોટી પડે છે!'

મી. મઝમુદાર તરત જ એ ખુશખબર મનોરમાને કહેવાને દોડ્યા.

સર સાહેબે જયંત તરફ જોયું

'એ કાગળ શી રીતે ત્યાં આવ્યો? તમારા ખુલાસાથી હું ભોળવાઉં એમ નથી.'

જયંતે હસતાં હસતાં જવાબ દીધો: 'દરેક ધંધાને અંગે કેટલીક બાબતો ઘણી ખાનગી હોય છે અને તે ખાનગી રહે તેમાં જ મઝા છે.'

'જેવી તમારી મરજી.'

'ચાલો નટવર! આપણું કામ અહીં ખલાસ થાય છે.' એમ કહી અમે રજા લીધી.



# ગિરિજા : ગાંડી કે ડાહી

પ્રાણશંકર પંડિતજીને એવી ટેવ હતી કે એમને એક ચીજની જરૂર હોય તો સત્તર ચીજ ઉથામે, આડી અવળી કરે પણ તે ચીજ શોધી કાઢ્યા વિના ન રહે. એમને કોઈક કાગળની જરૂર પડી હોય એમ એમના વર્તન પરથી લાગતું હતું.

જરૂરી કાગળો મોટે ભાગે વ્યવસ્થીત ગોઠવવાની અને એમને ફાઈલોમાં રાખવાની મ્હને ટેવ છે છતાં કેટલાક કાગળો એવા પણ હોય છે કે જેમને એ રીતે ગોઠવવાની મ્હને જરૂર જણાતી નથી, કારણ કે એમ કરવામાં આવે તો મ્હારી મહેનત અને વખત બંને નકામા જાય એમ મ્હને લાગે છે. એ બાતના કાગળો એક બાજુ રાખવામાં આવે છે. એમનો ઉપયોગ ભાગ્યેજ થઈ પડે છે છતાં એ તદ્દન નિરૂપયોગી હોય છે એમ ગણીને નાશ કરવામાં અમને ડહાપણ જણાતું નથી. ઉકરડાને વધતાં વાર લાગતી

નથી એવી કહેવત છે તે ખરી છે. અમારા આ જાતના કાગળો પણ એ કહેવતને સાર્થ કરે છે. એ ખરેખર! પાંચ વર્ષમાં પુષ્કળ વધી ગયા હતા.

પંડિતજી એ આખો દમલો કાગળ કાઢીને તપાસતા હતા. એક પછી એક કાગળ જોતા જાય અને બીજી બાજુ મૂકતા જાય. ધીરેધીરે એક બાજુનો દમલો ઘટતો ગયો અને બીજી બાજુનો વધતો ગયો.

'હવે આનો નિકાલ આવે તો ઠીક!' જયંતે સૂચના કરી.

'ના રે ના! પંડિતજીને એનો યે ખપ પડ્યો તે એની ઉપયોગીતા પૂરવાર કરે છે.' મ્હેં કહ્યું.

એવામાં પંડિતજીને કોઇ કાગળ કામનો લાગ્યો હોય તેથી કે પછી અમારી વાતનો પ્રવાહ બદલવાના ઇરાદાથી તે તો એ જાણે પણ એમણે મ્હારા હાથમાં એક કાગળ મૂકયો એ નીચે મુજબ હતો:

'ભાઇશ્રી જયંતરાય,

આપનું તેમજ આપના મિત્રોનાં નામ મ્હેં ઘણીવાર વાંચ્યાં છે અને વિશ્વાસપાત્ર તથા ખાનદાન માણસો તરિકેની આપની ખ્યાતી મ્હેં શાંભળી છે. ન્યુ પર્સીઅન ઓઇલ કંપનીની હાલ સી સ્થિતિ છે તેની માહિતીની મ્હને જરૂર છે તો કૃપા કરીને તે મેળવી આપસો તો આપનો મોટો આભાર થસે. બીજું મ્હારી પાસે એના ૯૬૭ શેર છે તે જો વેચાવી આપસો તો ઘણી મહેરબાની થસે. સાધારણ રીતે કોઇ શેરદલાલ મારફત આ કામ હું એટલા વાસ્તે નથી કરાવતો કારણ કે મ્હને બહુ કડવા અનુભવ મળ્યા છે. એ ઉપરાંત મ્હારી પાસે નાગપુરના પણ શેર પડયા છે એનો ભાવ પણ જણાવસોજી. એજ વિનંતિ પત્રનો જવાબ વળતી ટપાલે લખસોજી.

લી. સેવક

જયરામદાસ લાલજીદાસ.'

'પછી આનું શું થયું ?' પંડિતજીએ પૂછ્યું.

'એ કાગળ એના 'સ' અને 'શ' ના ગરબડ ગોટાળાને લઇને મ્હને બરાબર યાદ છે.' જયંતે જણાવ્યું. 'યાદ છેને નટવર ! એ કાગળ વાંચીને મ્હેં કહ્યું કે આ ભાઇ સાહેબ કોઇના શેર ચોર્યા લાગે છે અને આપણી મારફત એનો નિકાલ કરવા ઇચ્છે છે તેમજ એના ગુન્હામાં આપણને પણ ભાગીદાર બનાવવા માગે છે.'

મ્હેં હા પાડી.

'એ જયરામદાસને હું મળ્યો તો નથી જ. એણે કરાંચીથી કાગળ લખેલો અને સરનામું આપવાને બદલે પોસ્ટ ઓફિસનો બોકસ નંબર જ આપેલો. પછીથી હું ભૂલતો ન હોઉં તો એનો કાગળ બાગળ આવ્યો જ નથી.'

મ્હેં પણ એને અનુમતિ આપી.

એ વાત આગળ વધી હોય એમ અમને યાદ ન હતું. આટલું પણ યાદ રહેલું તે જયંતે જણાવેલા 'સ' અને 'શ' ના શંભુમેળાને લીધે હતું.

એ સાંજે બીજો એક બનાવ બન્યો.

રાતના દસ થવા આવ્યા હતા. અમે થાક્યા પાક્યા સુવાની તૈયારી કરતા હતા ત્યાં પોલિસની સીસોટીનો તીણો અવાજ સંભળાયો. જયંત તરત જ બહાર નીકળ્યો. એટલામાં ફરીથી બીજી સીસોટી સંભળાઈ.

અમારા દરવાજા આગળથી એક પંદર સોળ વરસની ઉમરની કુમારિકા ગભરાતી ગભરાતી ભાન વિનાની ભાગતી હતી. જયંતે એને બારણું ઉઘાડી અમારા મકાનમાં દાખલ કરી.

'જલદી !' જયંતે કહ્યું અને એની આનાકાની છતાં અંદર લઇ આવ્યો.

'તમારે બિલકુલ ગભરાવાની જરૂર નથી.' જયંતે ધીરજ આપવા માંડી.

એ ઘણીજ ગભરાઇ ગઇ હતી છતાં બોલી: 'મ્હને જવા દો. મ્હારે અહીં રોકાવું નથી.'

જયંતે ના પાડી અને કહ્યું: 'બહાર જવામાં નવાણું ટકાનું જોખમ છે. પેલી સીસોટી તમે સાંભળી? પોલિસ તમારી પાછળ પડી અને તમે દોડતાં હતાં એટલે તો મ્હેં અંદર બોલાવી લીધાં. શાંતિથી બેસો અને આરામ લો.'

'પણ હું નિર્દોષ છું...' એણે ધ્રૂજતે અવાજે કહ્યું.

'અલબત્ત, એ વાતમાં શંકાને સ્થાનજ નથી. ઉલટો હુંજ ગુન્હેગાર છું કારણ કે પોલિસના પંજામાંથી છટકી જતા શિકારને સંતાવામાં હું મદદ કરૂં છું.'

એનો ચહેરો ઘણો સોહામણો હતો છતાં તબીયત સારી ન હતી અને બાંધો નબળો હતો. મધ્યમ વર્ગની હોવા છતાં એણે હાથે પહેરેલી વીંટી મૂલ્યવાન લાગતી હતી.

બહાર રસ્તા પર દોડાદોડી થઇ રહી હતી.

'મ્હને અહીં આવતાં કોઇએ જોઇ?'

'શાંતિ રાખો. અહીં તમારો વાળ પણ વાંકો નહિ થાય, શું થયું તે મ્હને ધીરેથી કહો.'

ભયને લીધે એ દોડી હતી અને એનામાં શક્તિનો સંચાર થયો હતો. એ મટી ગયો એટલે એ ધ્રૂજવા લાગી. એનું આખુંયે શરીર ભૂતસંચાર થયો હોય એમ ધ્રૂજતું હતું. એના હોઠ પણ ફફડતા હતા.

જયંતે એને પાણી પાયું.

એ થોડીવારે જરા સ્વસ્થ થઇ.

એણે પોતાની વાત શરૂ કરી અને જયંતે સ્વપ્ને પણ ખ્યાલ રાખ્યો ન હતો તેવી કહાણી રજૂ કરી. એણે કહેવા માંડ્યું:

'મ્હારૂં નામ ગિરિબા. હું ત્રણેક મહિનાથી મુંબાઇમાં આવી છું. મ્હને મ્હારી એક ઓળખીતીએ ભલામણ કરી કે

હું કામ વિનાની છું તો એકાદ બે ટ્યુશન રાખવાં. મ્હને એની વાત ગમી. એણે મ્હારે માટે ઘનશ્યામરાયને ત્યાં એમની દીકરીના ટ્યુશન સારૂ ગોઠવણ કરી અને આજે ને આજેજ મળવાની ભલામણ કરી. એ સાથે આવી હોત પણ અણધાર્યા સંજોગોને લીધે એ રોકાઇ ગઇ. મોટે ભાગે ઘનશ્યામરાય દિવસે ઘેર હોય છે પણ આજે એમની કંપનીનો દિવસનો ખેલ હોવાથી અને એને અંગે કામકાજ હોવાથી નવ સાડા નવ વાગ્યે એ પાછા ફરવાના હતા. એટલે સાડાનવ વાગ્યે મ્હારે એમને મળવું એમ નક્કી થયું હતું. એ બાઇનો ભલામણ પત્ર મ્હારી પાસે લઇને હું મળવા ગઇ.'

ઘનશ્યામરાય પ્રીન્સેસ સ્ટ્રીટમાં જ રહેતા હતા અને એક આલિશાન મકાનનો આખો માળ એમણે ભાડે રાખ્યો હતો. પંડિતજીને પારકી પંચાત ઘણી ગમે છે એટલે એ તપાસ કરી આવ્યા હતા કે ઘનશ્યામરાય સ્હાડા ત્રણસો રૂપિયા ભાડુ ભરતા હતા. તેઓ ત્રણ વર્ષથી મુંબાઇમાં આવ્યા હતા અને એમણે ઓરીએન્ટલ થીએટર ભાડે રાખ્યું હતું. એમનાં નાટકો જનતાનો ચાહ મેળવવાને બિલકુલ શક્તિવાન થયાં ન હતાં. આમ હોવા છતાં એ આટલી, બાદશાહી ઢબે શી રીતે રહેતા કે રહી શકતા હતા એ પંડિતજીને મન કોયડોજ હતો.

'હું મળવા ગઇ તે વખતે એ પોતે ઘરમાં જ હતા. એમણે મ્હને આવકાર આપ્યો. ભલામણનો કાગળ વાંચ્યો અને એમની દીકરી ઊંઘી ગઇ હતી એટલે બીજે દિવસે સ્હવારના મળવા માટે મ્હને કહ્યું. તે પછી એમણે મ્હારા અભ્યાસ સંબંધે પૂછપરછ કરવા માંડી. મ્હેં એમને વિવેકપુરઃસર જવાબ આપ્યા. અમે વાત કરતાં હતાં એવામાં એકાએક ઘનશ્યામરાય ઢળી પડયા, એમનો ઘોઘરો સાદ ગળામાંજ અટકી ગયો અને મ્હારી અજાયબી વચ્ચે એમના ગળા આગળથી લોહીની ધાર

નીકળી ને એમના ખમીસને લાલ લાલ કરી મૂકતી દેખાઇ. એકંદરે એ દેખાવ ઘણોજ ભયંકર હતો.'

'તમે બીજો કંઈ અવાજ સાંભળ્યો નહિ?' જયંતે પૂછ્યું. 'બંદુકની ગોળી વાગવાનો કે એવો જ.'

ગિરિજાએ ડોકું ધુણાવી ના પાડી.

'હું એટલી બધી ગભરાઇ ગઈ હતી કે બિલકુલ અવાચક અને જડ બની ગઇ. ભગવાન જાણે, મ્હારી બધી શક્તિ પણ એકદમ હરાઇ ગઇ. એવામાં એકાએક કોઇની ચીસ મ્હેં સાંભળી અને પાછા ફરીને જોયું તો એક આધેડ વયની બાઇ જે ઘનશ્યામરાયની પત્ની હોવાની મ્હારી માન્યતા હતી તે ઉભી હતી. 'અરે બાપરે! આ તેં શું કર્યું?' એણે મ્હારા તરફ જોઇને બરાડ મારી. 'હરામખોર! બદમાશ! તેં એમને મારી કેમ નાખ્યા?' હું તો એટલી ભયભિત થઇ ગઇ હતી કે બિલકુલ બોલી શકી નહિ. પછી એકાએક મ્હને ધુન આવી હશે તે હું જીવ લઇને દોડી, તે પછી મ્હેં પોલિસની સીસોટી વાગતી સાંભળી એટલે તો ખૂબ દોડી. તમે તો મ્હને પોલિસના કબજામાં નહિ સોંપી દોને?'

જયંતે એને ધીરજ આપતાં કહ્યું: 'એવું હોત તો તમને અહીં આશરોજ ન આપત! તમે જરા આરામ લો, એટલામાં હું તૈયાર થઇને આવું છું, પછી આપણે છુપી પોલિસને મળીશું. તમે જે જાણો છો તે એમને કહેજો.'

'પણ એ લોકો મ્હને પકડશે.'

લગભગ ગાંડા જેવી થઇને એ બોલી. એની સાથે દલીલ કરવી ફોકટ હતી.

'કેટલું ભયંકર!... અરે ભલા ભગવાન! મ્હારા શા ભોગ લાગ્યા કે હું મુંબાઇમાં આવી! મ્હારૂં ગામ શું ખોટું હતું?... પહેલાં પેલું ભૂત, પછી પેલી બિલાડી અને હવે આ...'

એનાં આ અસંબદ્ધ વાક્યો સાંભળીને જયંતને નવાઇ લાગી. એને કોઇ પણ રીતે શાંત કરવાની પ્રથમ જરૂર હતી. એમ ન થાય તો એને હિસ્ટીરીયાની ફીટ આવવા સંભવ હતો.

જયંતે જોયું તો એના ગળા આગળ ખાડા પડતા હતા. હિસ્ટીરીયાના દરદીને જરા જેટલો પણ ધક્કો લાગે કે મગજ ઉશ્કેરાય એવો બનાવ બને તો ફીટ આવ્યા વિના ન રહે. ગિરિજાને એ રોગની શરૂઆત થતી હોય એમ જયંતને લાગ્યું.

'તમે બિલકુલ ગભરાશો નહિ. તમારી વાત એવી છે કે કોઇપણ પોલિસ અમલદાર તમને પકડશે નહિ અને તમારા તરફ શંકાની નજરે પણ નહિ જુએ.'

'પણ હું નાસી આવી તેનું કેમ ?'

'એમાં શું ? તમારી જગ્યાએ હું હોત તો હું પણ નાસી છૂટયો હોત. જરા થોભો હું આવું છું.'

એમ કહીને જયંત કપડાં બદલવા ગયો. એ કપડાં પહેરીને આવ્યો ત્યારે એની અજાયબી વચ્ચે એને જણાયું કે ગિરિજા નાસી ગઇ હતી.

જયંતના સદ્‌ભાગ્યે ઘનશ્યામરાય પરનો ભલામણ પત્ર પડી રહ્યો હતો તે ઉપરથી એ લખનારનું નામ અને ઠેકાણું જયંતને મળી શકયું. એ લખનાર જયાગૌરી ગિરગામ બેક રોડ પર ઘેલા છગનના માળામાં રહેતાં હતાં.

જયંત બહાર નીકળ્યો. એનો વિચાર ઘનશ્યામરાયને મળવાનો હતો.

એને રસ્તામાં જ પોલિસનો સિપાઇ સ્હામો મળ્યો અને સલામ કરીને પૂછ્યું: 'હમણાં આપે સીસોટી વગાડી હતી ?'

'નહિ ! મ્હેં પણ એ સાંભળી તો ખરી' જયંતે કહ્યું.

'મ્હેં અને મ્હારા ત્રણચાર સાથીઓએ પણ એ સાંભળી અને અમે એ બાબતની તપાસ કરીએ છીએ. છેલ્લા અર્ધા

કલાકથી બધે ધ્યાન દઈને જોઈએ છીએ પણ એ સીસોટી વગાડનારનો પત્તો ખાતો નથી.'

'બનશે તો એ ખોળી કાઢવામાં હું મદદ કરીશ.'

જયંતે આગળ જઈને ઘનશ્યામરાયના બારણા પરનું બટન દાબ્યું. અંદરની બાજુ લાઇટ બળતી હતી. થોડી વારમાં બારણું ઉઘડયું અને એ ઉઘાડનારને જોઈને જયંત ચમકયો. એ ઘનશ્યામરાય પોતે જ હતા.

'કેમ સાહેબ! શું છે?' એમણે પૂછ્યું.

'મ્હારે આપની સાથે જરા વાત કરવાની છે.' જયંતે જણાવ્યું.

'ભલે' ઘનસ્યામરાયે કહ્યું. 'અલબત, આ વખતે હું આપની સાથે વધુ વખત રોકાઈ શકીશ નહિ.'

'હરકત નહિ.' જયંતે કહ્યું. બન્ને જણ અંદર ગયા.

જયંતે એક પણ નોકરને એ વખતે જોયો નહિ તેમજ ગિરિજાએ વર્ણવેલા પ્રસંગને લગતી કૈં પણ નિશાની એની નજરે પડી નહિ.

જયંતે ઘનસ્યામરાયને બધી હકીકત જણાવી. એ સાંભળીને એમણે ડોકું ધૂણાવી ના પાડતાં કહ્યું:

'એ છોકરી ગાંડી હોવી જોઈએ! એ વાત ખરી છે કે એ મ્હને સાડા નવ ને દશની વચ્ચે મળવા આવવાની હતી અને એ બાબતનો મ્હને જયાગૌરી તરફથી ટેલીફોન પણ મળ્યો હતો. આપે જ્યારે ઘંટડી દબાવી ત્યારે મ્હને એમ લાગેલું કે એ છોકરીજ આવી હશે. હું આપને ખાત્રી આપું છું કે એ અહીંયાં બિલકુલ આવીજ નથી અને પોલિસની સીસોટી તો મ્હેં ય સાંભળી છે પણ એ બાબત પર ધ્યાન આપવાનું મ્હને પસંદ નથી. આપનું નામ મ્હેં ઘણા વખતથી સાંભળ્યું હતું મી. જયંત! એ છોકરી કેવી હતી?'

જયંતે એના દેખાવનું વર્ણન કર્યું.

'મ્હેં એને જોઇજ નથી.' ઘનસ્યામરાયે ડોકું હલાવીને નન્નો વાસ્યો. 'ખરેખર! આપને જ કોઇ બનાવી ગયું લાગે છે. મી. જયંત!'

જયંતે રજા લીધી.

બીજે દિવસે સવારે જયંતે ઘેલા છગનના માળામાં જયાગૌરીની મુલાકાત લીધી.

જયાગૌરી એક શાળામાં શિક્ષિકા હતી. ઘનસ્યામરાયને એક વરસથી ઓળખતી હતી અને એણે ગિરિજાને ભલામણ પત્ર લખી આપ્યો હતો તેમજ ટેલીફોન કરીને ઘનસ્યામરાયને ખબર આપી હતી. ગિરિજાનું ઓળખાણ એની એક બ્હેનપણી મારફત થયું હતું. ગિરિજાના રહેઠાણની એને ખબર હતી. એ ખેતવાડી મેઇન રોડ ઉપર દામજી દેવજીના માળામાં મ્હાકોર ડોશીને ત્યાં ઉતરી હતી.

જયંત ત્યાં ગયો. ડોશીએ એને આવકાર આપ્યો અને બેસાર્યો.

'એ બિચારીનું મગજ ભમી ગયું છે.' ડોશીએ કહેવા માંડયું. 'આજે સવારે તો એણે ચહા પણ પીધી નથી. રાત્રે ઊંઘીયે નથી. પથારીમાંથી ઊઠી ઊઠીને આંટા દીધાજ કરે છે.'

'એ ગાંડી તો નથી થઇ?'

'એવું જ લાગે છે. મ્હારો દાક્તરને બોલાવવાનો વિચાર છે. એ કહેતી હતી કે એના મગજને કૈંક આંચકો લાગ્યો છે. આજ કાલનાં છોકરાંને રોગ પણ નવા નવા તો!'

જયંતે એને મળવા દેવાની વિનંતિ કરી.

'તમે એને કયાંથી ઓળખો!' ડોશીએ સવાલ કર્યો.

'એ કાલે અમારા તરફ આવી હતી.' એમ કહીને જયંતે ડોશીને ગળે ઉતરે એવી રીતે પોતે કયા સંજોગોમાં એને મદદ

ફરી તે જણાવ્યું.

'ભલે બાપા!' ડોશીએ કહ્યું. 'એ આ પડખેની ઓરડીમાં સૂતી.'

જયંત ગયો તે વખતે ગિરિજા ગભરાઇ ગઇ હતી. 'તમે મ્હને પકડવા તો નથી આવ્યા ને?' એણે પૂછ્યું.

'નારે ના! બિલકુલ નહિ. તમને શા માટે પકડવામાં આવે એજ સમજાતું નથી. ઘનશ્યામરાય મરી નથી ગયા. એમને જરા પણ વાગ્યું નથી.'

એણે ફાટે ડોળે જયંત સામે તાકીને જોયા કર્યું.

'શું કહ્યું? મેં એ બધું જોયું તે ખોટું? ઓ ભગવાન! કેટલો ભયંકર દેખાવ.'

'તમે જોયું એ બધું તરકટ અને બનાવટ હોવું જોઇએ. તમે ચાલી નીકળ્યાં તે પછી તરત જ હું ઘનશ્યામરાય પાસે ગયો અને એને પોતાને મળ્યો. એ તે વખતે સાજો તાજો હતો અને એણે મ્હને કહ્યું કે તમારૂં મ્હોં પણ એણે જોયું નથી.'

એ સાંભળી ગિરિજાનો ચહેરો જોયા જેવો થઇ રહ્યો. એને ઘણી જ નવાઇ લાગી હતી.

'ખોટી વાત!'

'પણ એણે મ્હને તમારા મળવા બાબતનો સાફ ઇન્કાર કર્યો. તમે શાન્ત થાવ અને મ્હને બધી વાત કરો.'

'બેસ બેટા! એ ભાઇ કહે તેનો જવાબ આપ.' ડોશીએ પણ વચ્ચે પુરાઇને કહ્યું.

'તમારા પિતાજી ગાંડા હતા?'

ગિરીજાએ માથુ હલાવી હા પાડી.

'એ સિવાય બીજું કોઇ ગાંડુ હતું?'

'નાજી.'

'એ શાથી ગાંડા થઈ ગયેલા?'

'એ એક વખત ઘોડા પરથી પડી ગયેલા અને એને લીધે ગાંડપણ આવેલું.'

'એકાએક ?'

'નાજી. ઘણા વખત પછી ધીરેધીરે.'

'તે પછી શું થયું ?'

'એમને દિવાનાશાળામાં લઇ ગયા અને એ ત્યાંજ મરણ પામ્યા.'

'એમને લઇ ગયા ત્યારે તમે કયાં હતાં ?'

'તે પહેલાં મ્હને વનિતા વિશ્રામમાં મૂકી હતી અને હું ત્યાં જ હતી. હું સાત વરસની થઇ ત્યાર પછી મ્હારા પિતાજીને મ્હેં જોયા જ નથી. એ ઘણો વખત દિવાનાશાળામાં રહ્યા પણ મ્હને ત્યાં મળવા જવા દેવામાં આવી નહોતી.'

'તમારી દરકાર કોણ લેતું હતું ?'

'મ્હારા એક પિતરાઇ કાકા. એમનું નામ મગનલાલ.'

'તમે એને જોયા છે ?'

'નાજી. કોઇ દિવસ નહિ. બાપુજીએ જ એને પૈસા આપેલા અને જમીન લઇ દીધેલી. બાપુજી માંદા પડ્યા ત્યારે એ ત્યાંજ હતો અને એણે જ અમારી જમીન સંભાળી લીધી હતી. એના તરફથી મ્હને ઘણા કાગળો મળેલા. વનિતા વિશ્રામમાં મ્હેં વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષા પસાર કરી. ત્યાર પછી એણે જ મ્હને મુંબાઇ આવવાની સૂચના કરેલી.'

'એ મુજબ તમે અહીં આવ્યાં—'

'સદ્‌ભાગ્યે એ આવી તે ગાડીમાં હું હતી એટલે હું એને મ્હારે ઘેર લઇ આવી.' મહાકોરડોશી બોલ્યાં. 'એના બાપના વખતમાં અમારે સારો સંબંધ હતો એટલે એને આશ્રમમાં મ્હેં ના જવા દીધી.'

'ઠીક. ત્યારે તમે મગનલાલને કદી જોયા જ નથી.

'નાજી. એ એક વખત વનિતા વિશ્રામમાં રાજકોટ ખાતે મળવા આવેલો પણ એ વખતે હું બહાર ગઇ હતી. અમારી છોકરીઓની ઉજાણી હતી એટલે.'

'તમારા બાપુજી કેટલા પૈસા મૂકી ગયા છે તેની તમને ખબર છે?'

'નાજી.' એણે ડોકું હલાવીને કહ્યું. 'હું કૈંજ જાણતી નથી.'

'હવે ગિરિજા બ્હેન! તમે પેલા ભૂતની વાત કરતાં હતાં તે શું હતું?'

'એટલું જ કે એક કાળો કદરબીહામણો ચહેરો અવારનવાર મ્હારી નજરે પડતો હતો. એ કાળિયો ભૂત મ્હને બીવરાવતો હતો.'

'ત્યારે એ ખરેખરું ભૂત ન હતું.–

'નાજી. એ હતો તો માણસ જ પણ મ્હને બીવરાવતો બહુ.'

'અને પેલી બિલાડી.–'

'એ કાળી બિલાડી પણ એ જ રીતે હેરાન કરતી મ્હારી પાછળ દોડતી. મ્હારી પથારીમાં આવીને બેસતી અને મ્હને કાયર કાયર કરી મૂકતી. એક વખત દાકતર પણ આ વાતને લીધે મ્હને તપાસવા–'

'દાક્તરને તમે બોલાવ્યો હતો?' જયંતે વચ્ચે જ સવાલ કર્યો.

'નાજી. પણ એને મ્હારી વાતની ખબર પડી હશે એટલે એ બિચારો કાળજી કરીને આવ્યો.'

'મગનલાલે મોકલેલા કાગળો મ્હને બતાવી શકશો?'

'ઘણી જ ખુશીથી.'

એમ કહીને એણે કેટલાક કાગળો આપ્યા. જયંતે એમને ધ્યાન દઇને જોયા. એ બધાની લખાવટ વિચિત્ર હતી એક વાલી તરિકે સગીરને લખાતા પત્રોમાં જે મીઠાશ કે મમતા

બેઇએ તેનો તેમાં સદંતર અભાવ હતો. મોટે ભાગે એમાં સગીર પાછળ કરવા પડતા ખર્ચ વિષે રોદણાંજ હતાં. એક વાત વારંવાર લખવામાં આવી હતી કે ગિરિજાના પિતા ઘણાજ થોડા પૈસા મૂકી ગયા હતા.

'બાપુજી પાસે પૈસાની તાણ હતી એ વાત ખરી છે. એમણે એ થોડા પૈસા પણ શેરોમાં રોકયા હતા અને એ બધાં કાગળીયાં એ પોતાની પાસેજ રાખતા. એમની પાસે કેટલા પૈસા હશે એની કોઇને ખબર જ ન પડે એટલે એ શું મૂકી ગયા છે ને શું નહિ એની શી રીતે ખબર પડે! હું ધારતી હતી કે એ સારા પૈસા મૂકી ગયા હશે પણ મગનલાલ એ બાબતની ના પાડે છે. એક વાત કહેવાની મ્હને હમણાં યાદ આવી. એમણે થોડા શેરોમાં પૈસા રોકેલા અને એ બધા માલ વિનાના હતા એમ જયારે અમને બધાંને–ગામમાસ્તો–ખબર પડી ત્યારે સૌને નવાઇ લાગેલી. શેરોમાં કોલર માઇન્સના શેરો હતા. એ બાબત મેસર્સ કનૈયાલાલ એન્ડ કંપની સોલીસીટર્સે મ્હને બોલાવેલી તે પરથી લાગે છે કે એના સારા પૈસા ઉપજશે અને હું તાલેવંત થઇશ પણ હજી એ સંબંધે વાંધો એ નડે છે કે મગનલાલનો પત્તો નથી. એ કેંક આફ્રીકા ખાતે ઉપડી ગયો છે, અને એનું સરનામું કોઇને ખબર નથી. મ્હને કાગળ મળેલો તે કેનિયા ખાતેથી હતો અને એમાં પોસ્ટલ ઓર્ડરથી પૈસા મોકલ્યા હતા તેમજ મુંબઇ આવવાની સલાહ હતી'

'એ કાગળ કયાં છે?'

ગિરિજાએ એ પત્ર આપ્યો. જયંતે એ ધ્યાન દઇને જોયો અને એનો વોટરમાર્ક પણ તપાસ્યો.

'આપના પિતાજીએ કઇ કંપનીના શેરો લીધા હતા? તમને કંઇ નામ યાદ છે?'

ગિરિજાએ સંભારી કાઢવા પ્રયત્ન કર્યો પણ એને કંઇ

યાદ આવ્યું નહિ.

'સાવ નકામી એવી કોઈક કંપનીના શેર હતા અને મ્હને એનો આંકડો યાદ છે. એ ૯૬૭ હતા એટલું જ યાદ રહ્યું છે. કેમ પૂછવું પડયું?'

'હું ધારૂં છું કે આ બધી હેરાનગતિમાંથી હું તમને મૂક્ત કરી શકીશ. તમે બિલકુલ ગાંડાં નથી. તમે મ્હારી સાથે કનૈયાલાલ સોલીસીટર પાસે ચાલો. તમે કશીએ બીક મનમાં રાખશો નહિ. ઘનશ્યામરાયનું ખૂન થયું છે અથવા તમે એ કર્યું છે કે તમારો એમાં હાથ છે, એ ખ્યાલ મગજમાંથી સદંતર કાઢી નાખો. હવે એકજ સવાલ પૂછવાનો રહે છે. મગનલાલ શો ધંધો કરતો હતો?'

'બાપુજીએ એને પૈસા આપેલા ને જમીન ખરીદાવી આપેલી એ તો મ્હેં કહ્યું છે' ગિરિજાએ જવાબ આપ્યો. 'તે પછી એણે એ બધું વેચીસાટીને વઢવાણમાં જઈને નાટક કંપની કાઢી અને એ ધંધામાં એણે ઘણા પૈસા ગુમાવ્યા.'

'સારી વાત છે. હવે આપણે કનૈયાલાલને મળીએ.'

જયંત, ગિરિજા અને મહાકોર ડોશીને લઈને કનૈયાલાલની ઓફીસે ગયો. એ મેડોઝ સ્ટ્રીટમાં આવેલી હતી. કનૈયાલાલ બાહોશ સોલીસીટર હતા અને સારી પ્રતિષ્ઠા મેળવી હતી.

જયંત એમને મળ્યો અને કોલર માઈન્સના શેરો સંબંધી પૂછ્યું.

'વાત એમ છે મી. જયંત! કે એ માઈન્સની એજન્સીમાં ગિરિજાના પિતાનો બે આની ભાગ હતો અને મ્હારા એક અસીલનો એ બે આનીમાં છઠ્ઠો ભાગ હતો. એને પોતાનો ભાગ વેચવો હતો એટલે એ ટ્રાન્સફરમાં ગિરિજાના વાલી મગનલાલની સહીની જરૂર હતી પણ એ આફ્રિકા ખાતે હોઈ એના

'સરનામાની માહિતી ન હતી તેથી અમે ગિરિજાની સહી લઇને –એ ઉમરલાયક થઇ હોવાથી–ચલાવ્યું.'

'ઠીક, એ ખાતે આભાર. હવે આપને ગિરિજા તરફથી કામ કરવાનું છે.' એમ કહીને જયંતે ગિરિજા તથા મહાકોર ડોશીને બોલાવ્યાં.

'શું કામ કરવાનું છે તે વિગતવાર કહો.'

'એટલું જ કે ગિરિજા ઉમરલાયક થઇ છે એટલે એને એના વાલી પાસેથી મિલકતનો કબજો અપાવવાનો છે.'

'પણ એના વાલીનો પત્તો જ ક્યાં છે?'

'એ મુંબઇમાંજ છે.' જયંતે કહ્યું. એ સાંભળી ત્રણે જણને નવાઇ લાગી. 'એ જાતે અહીં રહે છે અને અત્યાર સુધી એણે ગિરિજાને ગાડી ઠરાવવાને ઘણા પ્રયત્ન કર્યા છે, પણ એમાં તે સફળ થયો નથી. એણે છેલ્લો પ્રયત્ન તાજેતરમાંજ કર્યો–' એમ કહીને એણે બધી વાત ખુલાસેથી કહી.

'ઘનશ્યામરાય એજ મગનલાલ છે?' ગિરિજાએ પૂછ્યું.

'હાજી. એટલા ખાતરજ એણે આ બધું નાટક ગોઠવેલું. એણેજ સીસોટી વગાડેલી, અને તમને ગાંડાં બનાવવાની ગોઠવણ કરેલી. પણ મ્હારા વચ્ચે આવવાથી એને સફળતા મળી નહિ.'

કનૈયાલાલે તરતજ કાયદેસર પગલાં લેવાં શરૂ કર્યાં અને ઘટતા કાગળો તૈયાર કરવા માંડ્યા.

જયંતે સીધા પ્રીન્સેસ સ્ટ્રીટમાં જઇને ઘનશ્યામરાયની મુલાકાત લીધી. ઘનશ્યામરાય એ વખતે બહાર જવા તૈયાર થયા હતા.

'કેમ સાહેબ! તમે પાછા બીજા કોઇના ખૂનની વાત કરવા તો નથી આવ્યા ને?' જયંતને જોઇને એમણે હસીને પૂછ્યું.

'એ કરતાંયે ખરાબ!' જયંતે કહ્યું.

'કેમ!'

'હાજી. મી. મગનલાલ!'

એ સાંભળતાંજ ઘનશ્યામરાયનો ચ્હેરો ફીક્કો પડતો લાગ્યો.

'મ્હારૂં નામ તો—'

'તમારૂં નામ મગનલાલ છે.' જયંતે ધીરેથી કહ્યું. 'થોડા વર્ષો ઉપર તમને ખબર પડી કે ગિરિજાના પિતા ગિરધરલાલ તમે ધાર્યા કરતાં યે ઘણા વધારે પૈસાપાત્ર હતા એટલે તમે ગિરિજાની મિલકત કબજે કરી અને તે પચાવી પાડવાના પ્રયત્ન કરવા માંડયા. તમારા જેવા છાલકા મગજના માણસને સુઝે એવી રીતે ગિરિજાને ગાંડી ઠરાવવાનો તમે તાગડો રચ્યો. એનો બાપ ગાંડો થઇને મરી ગયો એટલે એ પણ ગાંડી થશે, એમ માનવું એ સરિયામ મૂર્ખાઇ છે. તમારી પેલા કાળાભૂત માણસની, ને પાળેલી બિલાડીની વાત મ્હારાથી અજાણી નથી તમે ગોઠવેલું છેલ્લું નાટક પણ તમારે લાયકનું હતું તમે આ બધાં નાણાં કયાંથી લાવ્યા અને શી રીતે તાગડધિન્ના કરો છો એ મ્હારી જાણ બહાર નથી મી. મગન-લાલ! આજે બપોરના ત્રણ વાગ્યા સુધીમાં તમે મેસર્સ કનૈયાલાલ એન્ડ કંપની સોલીસીટર્સને ગિરિજાની મિલ્કત સ્વાધીન નહિ કરો તો—'

ઘનશ્યામરાય અથવા મગનલાલનો શ્વાસ માતો ન હતો. એના હોંશ ગગડી ગયા હતા.

'એ બધું પુરવાર કરવું ભારે પડશે—' એણે કહ્યું.

'એ બધાના પૂરાવા મ્હારી પાસે છે અને તમને મોસાળ મોકલતાં મ્હને વાર નહિ લાગે. જે રસ્તો લેવો હોય તે પસંદ કરવાને તમને પુરતો સમય આપું છું. એક સૂચના કરી લઉં. ગુજરાતી લખાણમાં 'શ' અને 'સ' કયાં વાપરવા એ તમને તમારા શિક્ષકે બરાબર ભણાવ્યું નથી. તમારાં લખાણોમાં એના ઉપયોગમાં ભારે ગોટાળો થાય છે.'

બાઘામંડળ જેવા ચહેરે ઘનશ્યામરાયે જયંત સામે જોયા કર્યું.

ત્રણ વાગ્યા પહેલાં એણે ગિરિજાની મિલ્કત મેસર્સ કનૈયાલાલની કંપનીને સોંપી દીધી અને ગિરિજાની પગે પડીને પોતે કરેલ ગેરવહીવટ અને ગોટાળાને માટે માફી માગી.

ગિરિજાને યોગ્ય વર સાથે પરણાવવાનું હવે પંડિતજીને માથે આવી પડ્યું છે.



# સંજોગનો ભોગ

'સૌથી પહેલાં મ્હને આ પત્ર મળ્યો.' એમ કહીને મીસ વકીલે જયંતના એક હાથમાં પત્ર મૂક્યો.

એ નીચે મુજબ હતો.

વસંત નિવાસ,
નૅપીઅન સી રોડ
૧૫ જાન્યુઆરી ૧૯૩૭

માનવંતા બ્હેન,

આપના કેટલાક લ્હેજતદાર પત્રો મ્હારી પાસે છે અને એ સંબંધે તા. ૧૭ મી એ સાંજના ઉપરને સ્થળે મ્હને મળશો એટલે તે વિષે રૂબરૂમાં વાત કરીશું. આ બાબત કાંઇ પણ વાત બીજા કોઇના પણ જાણવામાં આવશે તો તમારા પોતાના હકમાંજ નુકશાન થશે એની ખાત્રી રાખશો. આ પત્રમાં જણાવ્યા મુજબ મળવામાં પ્રમાદ કરશો તો એ પત્રો ઘટતે ઠેકાણે વખતસર

પહોંચાડી દેવામાં આવશે. મ્હારી ખાત્રી છે કે એ પગલું ભરવાની તમે ફરજ નહિ પાડો. એજ.

શુભેચ્છક

પ્રભાકર બી. પરિખ

'કઇ બાતના પત્રો સંબંધે સૂચના કરે છે?' જયંતે પૂછ્યું.

'મ્હેં મ્હારા એક સાથી દિનેશ દેશાઇ ઉપર લખેલા. એ વખતે મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એ પત્રો બીજા કોઇના હાથમાં જશે.' મીસ વકીલે જણાવ્યું.

'એમાં કંઈ વધારા પડતું લખાણ હતું?'

'છેક એવું તો નહિ પણ અજાણ્યાને વાંધા ભરેલું લાગે. અમે બંને એકબીજા તરફ આકર્ષાયાં હતાં અને એને અંગે એ પત્રો લખાયેલા.'

'એ ગેરવલે શી રીતે ગયા?'

'એ તો દેશાઇ જાણે. એની જ બેદરકારીથી એ બીજાને હાથ ગયા. બાકી આવી બાબતમાં સ્હેજ ગફલત પણ કેવી ભયંકર નીવડે છે એનો મ્હને હવે ખ્યાલ આવે છે.'

'પછી તમે એને મળ્યાં?'

'હાજી. એને મળ્યા વિના છૂટકો જ નહોતો એટલે હું ગઇ, એણે એ કાગળો મ્હને બતાવ્યા અને એની નકલ આપી—'

'પછી—'

'એણે એ પત્રોના બદલામાં મ્હારી પાસે પૈસાની ઘણી મોટી રકમની માગણી કરી.'

'કેટલા રૂપિયાની?'

'પંદર હજારની. એ પાંચ કાગળોની એણે એટલી કિંમત આંકી હતી. એ રકમ હું એને વખતસર ન આપું તો એણે એ કાગળો ઘટતે ઠેકાણે પહોંચાડવાની ફરીથી ધમકી આપી.'

'ઘટતે ઠેકાણે એટલે ?'

'થોડા વખતમાં મ્હારાં લગ્ન સર વરજીવનદાસના પુત્ર હરજીવનદાસ સાથે થવાનાં છે. સરસાહેબ અને એમનું કુટુંબ જૂના વિચારનું છે, એટલે એમના હાથમાં આ કાગળ જાય તો મ્હારાં લગ્નમાં મોટું વિઘ્ન આવી પડે અને એ થતાં અટક્યા વિના ન રહે એટલે આ સંજોગોમાં મ્હારે એની ધમકી ઉપર ધ્યાન આપ્યા વિના બીજો રસ્તો નહોતો. મ્હેં એને જરા રીતસરની માગણી કરવા વિનંતિ કરી, અને એ પણ જણાવ્યું કે મ્હારી સ્થિતિ એની પંદર હજાર રૂપિયાની માગણીને પહોંચી વળવા જેવી ન હતી, પણ તે એને ગળે ન ઉતર્યું. એણે મ્હને એ મહિનામાં એ નાણાં એને પહોંચાડવાની મુદત આપી હતી. એ મુદત ખલાસ થવા આવી છે છતાં એણે કહેલી રકમ ભરવાને હું અશક્ત છું.'

'તમારાથી એ બાબતની જોગવાઇ થાય એમ નથી ?'

'કોઇ પણ સંજોગોમાંય નહિ. બહુ બહુ તો દસહજાર રૂપિયા હું આપી શકું અને તે પણ મ્હેં મહા મહેનતે એકઠા કર્યાં છે.'

'ઠીક. લગ્ન ક્યારે છે ?'

'ઘણું ખરૂં વૈશાખ મહિનામાં. તીથિ નક્કી નથી થઇ પણ થઇ જશે.'

'ભલે. પેલા પત્રોની નકલો તમારી પાસે છે ?'

'આ રહી.' એમ કહીને એણે પોતાની પર્સમાંથી નકલો કાઢીને જયંતને આપી.

'હું એને મળીશ અને બનશે તો ઓછામાં ઓછી રકમે કામ પતાવી આપીશ, છતાં આ જાતના માણસોનો મ્હને ભરોસો નથી.'

'કોઇ પણ રીતે દસ હજારથી માનતો હોય તો મનાવજો,

નહિતર બીજે કોઇ રસ્તે એ પત્રો મળી શકે એમ હોય તો મેળવી આપશો; તો આપનો ઘણો ઉપકાર થશે.'

'ભલે. એ બાબત તમે ઝાઝી ચિંતા નહિ કરતાં.' જયંતે દિલાસો આપ્યો અને મીસ વકીલે રજા લીધી.

મીસ વકીલ વીસ વર્ષની યૌવનમાં પ્રવેશ કરતી સૌંદર્ય-વતી કુમારિકા હતી. એનું નામ આપવાનું મેં જાણી જોઇને જ ઝાઝાબુઝી ધાર્યું નથી. એના ગયા પછી જયંતે મ્હને તથા પંડિતજીને બધી હકીકત જણાવી.

'તને અનંતરાય સી. બક્ષીનું નામ યાદ છે ને નટવર!' જયંતે મ્હને પૂછ્યું.

'હાસ્તો, એ સફેદ ઠગને કેમ ભૂલી જવાય!' મ્હેં કહ્યું. 'આ પરિખ પણ એનો જ ભાઇ લાગે છે!'

'એમ જ છે. એ બન્નેનો ધંધો સરખો છે. અનંતરાય ધમકી દઇને પૈસા કઢાવનારાઓનો રાજા હતો. આ લોકોના સકંજામાં જે કોઇ સ્ત્રી કે પુરૂષની આબરૂ જકડાય તેને ખુદા ખયર કરે! હસ્તે મોઢે અને પત્થર જેવા હૃદયે એ પેલાને એવા તો નીચોવે છે કે ન પૂછો વાત.'

'એ લોકો શી રીતે કામ લેતા હશે?' પંડિતજીએ પૂછ્યું.

'પૈસા કઢાવવાની રીત તો તમે જાણી. એ કાગળો કે છૂપી હકીકતો શી રીતે મેળવે છે તે કહું. આબરૂદાર અને પૈસાપાત્ર માણસોના ગુપ્ત રહસ્યને લગતા કાગળો એ લોકો બહુ સારી કિંમતે ખરીદે છે, અને મોટે ભાગે હલકા દરજ્જાના નોકરો, વિશ્વાસઘાતી આયાઓ, ઘાટણો, રસોઇયાઓ અને લફંગાઓને એ હાથમાં લે છે. તેમની મારફતે એ લોકો બાત-મીઓ મેળવે છે, રહસ્યો જાણે છે અને કાગળો હાથ કરે છે. જેવો માલ તેવી કિંમત એ લોકો આપે છે. બે લીટીની એક ચીઠ્ઠીના એક હમાલને દસ હજાર રૂપિયા અનંતરાયે આપેલા

તે મ્હને ખબર છે. એ ચીઠ્ઠીનું પરિણામ એ આવેલું કે એક ખાનદાન કુટુંબ સાફ થઇ ગયેલું. આ મોટા શહેરમાં અનંતરાયનું નામ એટલું તો ભયંકર થઇ પડયું હતું, કે એ સાંભળતાં ભલભલા માણસો સફેદ પૂણી જેવા થઇ જતા. એનો પંજો કયાં પડશે તે કોઇ કળી શકતું નહિ. લોહી તરસ્યા ખૂની કે વિકરાળ વાઘ કરતાં એ ઘણો જ ભયાનક હતો. એ માણસને રીબાવી રીબાવીને મારતો. એના લોહીનું ટીપે ટીપું એ ધીરેધીરે ઊડાવી નાખતો

'અને એ મૂવો પણ કૂતરાને મોતે.' મ્હેં ઉમેર્યું 'આજે આટલે વર્ષે આ પ્રભાકર પરિખને એના પેંગડામાં પગ મૂકતો જોઇએ છીએ.'

'પણ એવાઓને પોલિસના હાથમાં શા માટે નથી સોંપવામાં આવતા?' પંડિતજીએ પૂછ્યું.

'એજ તો ખૂબી છે ને! પોતાની આબરૂ સૌને વ્હાલી હોય છે, અને એ બચાવવાને માણસ અથાગ પ્રયત્ન કર્યે જાય છે. સામા માણસને બે ચાર કે છ માસની જેલની સજા કરાવવા માટે પોતાની આબરૂ અને સર્વસ્વનો ભોગ આપનાર કોઇ વિરલા જ હોય છે; છતાં આ લોકો પોતે મેળવેલા પૈસા ભોગવવા જીવી શકતા નથી, કોઇ ને કોઇ છંછેડાય એટલે હુમલા કર્યા વિના રહેતું નથી અને એનો ભોગ થઇને એ ભૂંડે હાલે મરી જાય છે.' જયંતે સમજાવ્યું.

બીજે દિવસે સાંજે પ્રભાકર પરિખને મળવાનું ઠરાવ્યું. હું તથા જયંત બન્ને જણે સાથે જવાનું નક્કી કર્યું હતું; છતાં એની પાસે તો જયંત એકલો જ જવાનો હતો.

વસંતનિવાસ નેપીઅન સી રોડ ઉપર દરિયા કિનારે આવેલો હતો, અને એ બે માળનો ભવ્ય બંગલો હતો. પ્રભાકર પરિખે એ આખો બંગલો ભાડે રાખ્યો હતો અને છેલ્લા

કેટલાક વરસથી એ ત્યાં રહેતો હતો.

મહાલક્ષ્મીના મંદિર આગળ થઇ લટાર મારતા મારતા આશરે આઠ વાગ્યાને સુમારે જયંત તથા હું વસંત નિવાસ આગળ જઇ પહોંચ્યા.

જયંત અંદર ગયો અને હું બહાર રસ્તાપર આંટા મારવા લાગ્યો.

થોડીવાર પછી વસંત નિવાસમાંથી એક યુવાન સ્ત્રી બહાર આવી અને બાજુ પર ઉભેલી પોતાની બંધ મોટરમાં બેસીને ગઇ.

એ ઘણી જ ખુબસુરત હતી. એની મોટર ઉપરથી જણાતું હતું કે એ પુષ્કળ પૈસાપાત્ર હોવી જોઇએ. એના હાથમાં સોનાની બંગડી હતી અને કપાળમાં ચાંલ્લો ન હતો, તે ઉપ-રથી મ્હેં એને વિધવા ધારી. એ ઘણી જ અસ્વસ્થ હતી. કૈંક લાગણી ઉશ્કેરનારો બનાવ બન્યો હોય એમ એના દેખાવ પરથી લાગતું હતું. એ ઉતાવળમાં ને ઉતાવળમાં મોટરમાં બેઠી અને ચાલી ગઇ.

એના ગયા પછી મ્હારી નજર એક કાગળ પર પડી. મ્હેં તે ઉંચકી લીધો. પેલી બાઇની ગફલતથી એ પડી ગયો હતો. એ લઇને મ્હેં વાંચી જોયો. તે નીચે મુજબ હતો:

વસંત નિવાસ
નેપીઅન સી રોડ
૧૦ મી માર્ચ ૧૯—

માનવંતાં બાનુ,

આ પત્ર મળેથી આપ મ્હને તરતજ મળવાની ગોઠવણ કરશોજી. તા. ૧૨ મીએ સાંજે સાતથી આઠ વાગ્યા સુધીમાં મળશો તો ઠીક થશે.

આપનાં સંતાનો સંબંધી કેટલીક જરૂરી અને અગત્યની

બાબત પર આપણે વાત કરવાની છે.

આ સંબંધે કોઇને પણ વાત કરશો અથવા મળવામાં પ્રમાદ કરશો, તો આખીયે હકીકત પુરતા પુરાવા તથા ફોટોગ્રાફ સાથે ઘટતે ઠેકાણે પહોંચાડવામાં આવશે તે જાણશોજી. મ્હારી ખાત્રી છે કે એમ કરવાની આપના જેવાં સમજુ સન્નારી મ્હને ફરજ નહિજ પાડશે. એજ.

શુભેચ્છક
**પ્રભાકર બી. પરિખ**

આજે જ ૧૨ મી માર્ચ હતી અને આ બાઇ પ્રભાકરને મળીને આવતી હતી. બન્ને વચ્ચે વાટાઘાટ થઇ હોવી જોઇએ. પોતાની ગુપ્ત હકીકત આ માણસ જાણી ગયો અને તે છૂપાવવાને એને પૈસા આપવા પડે તે એને ન રૂચે એ સ્વાભાવિક છે. એની લાગણી ઉશ્કેરાય એમાં પણ નવાઇ નથી.

એ વિધવા હતી, એ તો એના દેખાવ પરથી મ્હેં અનુમાન કર્યું હતું. એ પૈસાપાત્ર હતી એ પણ એની રોલ્સરોઇસ મોટર-કાર કહી આપતી હતી. અને એને વિધવાવસ્થામાં કોઇની સાથે સંબંધ હતો તેમજ એ સંબંધના ફળ રૂપે એને સંતતિ થઈ હતી, અને તે સંતતિને એ કોઇ છૂપે ઠેકાણે રાખતી હતી એ પ્રભાકરના પત્ર પરથી જણાતું હતું. એ ઉપરાંત 'ઘટતે ઠેકાણે' ઉપરથી લાગતું હતું કે એ બાઇ સંપૂર્ણ સ્વતંત્ર ન હતી, પણ એની ચાલચલગતપર દેખરેખ રાખનાર કોઇ હતું અને એના જાણવામાં આ બધી હકીકત આવે તો આ બાઇને પારાવાર નુકશાન થાય એમ હતું. પ્રભાકર પણ સદ્ધર બિલ્લુને પકડતો લાગતો હતો. એણે કોઇ પણ હિસાબે કોઇ નોકર મારફતે કે બીજે રસ્તે કકડે કકડે આ બધી હકીકત એકઠી કરી હશે, અને બધા આંકડા મેળવીને એણે આ બાઇને બોલાવી હશે. એનાં સંતાનો માટે એને લાગણી હશે. નહિતર એ એમને ઉછેરવા

જેટલી તસ્દી ન લે, એ સ્વાભાવિક છે. અને એમને માટે એ ગમે તે ભોગ આપવા તૈયાર થાય તે સ્હમજી શકાય એમ છે. પ્રભાકરે એ હકીકત ઉપરાંત ફોટોગ્રાફ પણ મેળવ્યા લાગે છે, અને પોતાની માગણીનો અમલ કરવામાં એ આ બધાનો ઉપયોગ કરે છે.

પહેલી તકે પોતાની પાસે આ બૉમ્બ ગોળો ફૂટે એટલે એ વિધવા ગભરાય, અને એની લાગણીપરનો કાબુ છટકી જાય એ સ્વાભાવિક છે. એને અંગે ગફલત થાય અને કાગળ પડી જાય તે પણ બનવા જોગ છે. પ્રભાકર પોતાના ખાસ માણસ મારફતે પત્રો પહોંચાડતો અને પરબીડિયા પર સરનામું કરતો નહિ. એટલે એ કોના ઉપર લખાયો છે તે સમજી શકાતું નહિ. એણે સરનામું કરવાની પદ્ધતિ રાખી હોત તો આ બાઇનું નામ હું જાણી શક્યો હોત.

આ બધા વિચારમાં હું આંટાફેરા માર્યા કરતો હતો એટલામાં જયંત બહાર આવ્યો. એણે મ્હને તેની સાથે ચાલવા ઇશારત કરી.

અમે બન્ને આગળ ચાલ્યા.

'શું થયું?' મ્હેં પૂછ્યું.

'એ ઘણો જ હરામખોર માણસ છે. અનંતરાયનો બીજો ભાઇ જ જોઈ લેવો. એણે મ્હારી સાથે હસીને વાત કરી અને બનતી ઉતાવળે પૈસા ભરી દેવાની મીસ વકીલને સલાહ આપવાની ભલામણ કરી. પૈસા સંબંધી વાત નીકળી એટલે એણે કહ્યું કે પંદર હજાર રૂપિયા એણે બહુજ વિચાર કરીને કહ્યા હતા. લગ્ન જેવા પ્રસંગે મીસ વકીલને સારી જેવી ભેટ સોગાદો મળે, અને એ પ્રસંગ માટે પણ એ મદદ મેળવી શકે એમ છે. જ્યારે મ્હેં બહુજ દબાણ કર્યું ત્યારે એ તેર હજાર પર આવ્યો.'

'એ વખતસર ન ભરાય તો?'

'તો તો નુકશાન માત્ર આપણા અસીલને થાય. એને નહિ.' જયંતે કહ્યું.

'એને કેમ નહિ?'

'વાત એમ છે કે હાથી જીવે ત્યારે લાખનો અને મરે ત્યારે સવા લાખનો. એનું એક કામ કથળે એટલે એ ઘટતે ઠેકાણે ખબર આપે અને પરિણામે લગ્ન અટકે, આપઘાત થાય કે જાણવા જેવો બનાવ બને.

'પણ તેથી એને શો લાભ?'

'એના હાથમાં આવો એક જ કેસ ઓછો જ હોય છે. એવા તો કેટલાય કેસ હોય એટલે બીજાઓને આવા બનાવનો દાખલો આપે અને ધમકી દઈને વધારે પૈસા કઢાવે. તાજો દાખલો જોઈને કોઇ ભાગ્યેજ ઢીલ કરે. આ રીતે એ બગડેલા કેસનો લાભ ઊઠાવે.'

'એટલે એને બમે તે થાય તો પણ હરકત ન આવે.'

'એમજ.'

આમ વાત કરતા કરતા અમે ઘેર આવ્યા. હજી મીસ વકીલના લગ્ન નક્કી થયાં ન હતાં તેથી અમને એટલી ધીરજ હતી.

અનંતરાય બક્ષીના ઘરની જયંતે અને મ્હેં રાત્રિને સમયે મુલાકાત લીધી હતી, તે રીતે પરિખને ત્યાં પધારવાનો વિચાર અમને આવ્યો. આ વખતે પંડિતજીએ મ્હારે બદલે જયંત સાથે જવાની માગણી કરી અને અમે અમારી ગોઠવણ શરૂ કરી.

એમાં આગળ વધીએ તે પહેલાં બીજો જ બનાવ બન્યો. માનવીનું ધાર્યું સદાકાળ ભાગ્યે જ બને છે. मनसा चिंतितं कार्यम् विधिमन्यत्र चिंतयेत्।

સવારમાં અમે ચહા પીતા હતા એવામાં 'મુંબઇ સમાચાર' આવ્યું. પંડિતજીએ તે વાંચવા માંડ્યું અને એમણે નીચેના સમા-

ચાર તરફ અમારૂં ધ્યાન ખેંચ્યું.

## નેપીયન સી રોડ પર ભયંકર આગ
### આગમાં તારાજ થયેલો વસંત નિવાસ
### અને
### બળી મરેલા બે માણસો

'ગઇ રાતના અગિયાર વાગ્યાને સુમારે નેપીઅન સી રોડ પર આવેલા વસંત નિવાસ નામના આલીશાન અને ભવ્ય બંગલામાં એકાએક આગે દેખાવ દીધો હતો, અને તે જોત જોતામાં ફેલાઇ ગઇ હતી. બંબાખાનાની મદદ આવી પહોંચે તે પહેલાં એ ઘણી જ આગળ વધી ગઇ હતી. બંબાઓ આવી પહોંચ્યા બાદ પુષ્કળ મહેનત કર્યા છતાં લગભગ બે કલાકે આગ કાબુમાં આવી હતી. તપાસ કરતાં જણાય છે, કે એ બંગલો છેલ્લાં કેટલાક વરસથી પ્રભાકર બી. પરિખ નામના માલેતુજાર ગૃહસ્થના વપરાશમાં હતો અને મી. પરિખ તથા એમનો એક નોકર આગનો ભોગ બન્યા છે. કોઇ પણ પ્રકારની મદદ મળે તે પહેલાં તેઓ બળી મર્યા હતા. બંગલાના માલિક શેઠ વસંતલાલ વિઠ્ઠલદાસે એનો એક લાખની કિંમતનો વીમો ઉતરાવ્યો છે એકંદરે નુકશાન લાખથી સવાલાખ રૂપિયાનું ધારવામાં આવે છે.'

'ચાલો આ પણ જાણવા જેવી વાત છે.' પંડિતજી બોલી ઊઠયા. 'પેલો પ્રભાકર ભડે હાલે મરી ગયો.'

'એ આગ શી રીતે લાગી હશે?' મ્હેં પૂછ્યું. મ્હારી નજર આગળ પેલી વિધવા સ્રીનો લાગણીથી ઉશ્કેરાયલો ચહેરો તરતો હતો. અને મ્હને એમ લાગતું હતું કે પરિખનું કાસળ કાઢવા માટેજ આગ લગાડવામાં આવી હતી.

'અનંતરાયનું ખૂન શી રીતે થયું તે જાણ બહાર નથી.' જયંતે જણાવ્યું. 'જે રીતે એનો અંત આવ્યો તેજ રીતે

આનો પણ કોઈએ અંત આણ્યો છે, અને એટલા ખાતર આગ લગાડી છે. એનો નોકર તો પાપડી ભેગી ઇયળ બફાઈ જાય તેમ એના પાપનો ભોગ બન્યો છે.'

'તો પછી એના બધા કાગળો પણ બળી ગયા હશે?' પંડિતજીએ સવાલ કર્યો.

'જરૂર'

'એટલે મીસ વકીલનું કામ પાકયું!'

'એના દસહજાર કે તેર હજાર બચી ગયા.'

'એ ખાતેનાં અભિનંદન મ્હારા તરફથી તમેજ આપી આવજો.'

એ દિવસે સાંજે અમારા મિત્ર જમશેદજી માદન અમને મળવા આવ્યા. એ અવારનવાર આવતા અને જયંત પાસે પોતાની ગુંચનો ઉકેલ પૂછી જતા તથા ગપ્પાં મારતા. એ છૂપી પોલિસના બાહોશ અમલદાર હતા અને એમની કારકીર્દિ ઘણીજ ઝળકતી હતી.

'કેમ કંઈ નવા જૂની?' પંડિતજીએ એમને પૂછ્યું.

'પેલી કાલની આગ વિષે તો તમે વાંચ્યું હશેજ. એનો ભેદ તો ઊંડો નીકળ્યો.'

'એમ! એમાં વળી શો ભેદ છે?' પંડિતજીએ પૂછ્યું.

'શેઠ વસંતલાલે એ આગ લગાડાવેલી એવી અમને પાક્કે પાયે ખબર મળી છે, અને અમે એમની ધરપકડ કરી છે.'

'એમ!' જયંત બોલી ઊઠયો.

'હાજી. એ ભાઈ સાહેબ પૈસાની ભારે તંગીમાં હતા, અને એ બંગલા ઉપર એંસી હજારની લોન લેવાની ગોઠવણ કરતા હતા. સોદો લગભગ નક્કી થયેલો પણ સહેજમાંજ દલાલીનો વાંધો પડવાથી ફસકી ગયો. વખતસર પૈસા ઉભા નહિ થઈ શકયા એટલે એમણે બંગલાને આગ લગાડી અને

વીમા કંપની પાસેથી પૈસા મેળવવાનો તાગડો રચ્યો.'

'એ પણ ઠીક!' પંડિતજી બોલ્યા. 'પૈસા માટે લોકો પણ શું શું કરે છે!'

'એણે વીમા કંપનીને ખબર આપી અને વીમાવાળાઓ પણ જઇને બંગલો જોઇ આવ્યા.'

'તમને શી રીતે ખબર મળી?' પંડિતજીએ પૂછ્યું.

'તમારાથી કંઈ છૂપાવવાની જરૂર નથી. પેલા દલાલ-એનું નામ શાપુરજી-ને પોતાની દલાલી ડૂબવાથી ઘણુંજ લાગી આવ્યું હતું. એમાં એને મનથી વસંતલાલનો વાંક લાગતો હતો, એટલે જ્યારે વસંત નિવાસ બળી જવાની ખબર વાંચી ત્યારે એણે તરત જ અમને બાતમી આપી; અને અમારી તપાસમાં એમાં ભારે વજુદ જણાયું એટલે અમે વસંતલાલને ગીરફતાર કર્યા છે.'

'પણ જમશેદજી! એણે જ આગ લગાડાવી એ વાતની ખાત્રી કરી?' જયંતે પૂછ્યું.

'બીજી તે શી ખાત્રી કરવાની હતી? ગુન્હાનો હેતુ તો સાફ સાફ દેખાઇ આવે એવો છે. એને પૈસાની જરૂર હતી. આ બંગલા પર એંસીહજાર મળવા મુશ્કેલ થઇ પડયા હતા. જ્યારે આગમાં તારાજ થતાં એને માટે એક લાખ રૂપિયા આપવા વીમા કંપની બંધાઇ હતી એટલે એણે એ રસ્તો લીધો. એ પૈસાની તંગ હાલતમાં હતો એ વાત સ્પષ્ટ છે, એણે લાખ રૂપિયાનો વીમો ઉતરાવ્યો હતો એ પણ દેખીતી વાત છે, એણે લોન લેવા માટે પ્રયત્ન કર્યો અને તેમાં તે નિષ્ફળ નિવડયો એના પુરાવા મોજુદ છે, અને છેવટે પૈસા કઢાવવાની તજવીજ શરૂ કરી એ પણ શંકા વિનાની વાત છે. આથી વધારે ખાત્રી કઇ બાતની કરવાની રહે છે?'

'પેલો પ્રભાકર કોણ હતો તેની તપાસ કરી?'

'એને આગ સાથે શું લાગે વળગે! એ તો બિચારો નાહકનો મુંઝાઇ મૂવો, છતાંયે તમે કહો છો ત્યારે તપાસ કરી જોઇશ.'

જમશેદજીના ગયા પછી અમે આ નવી પરિસ્થિતિ વિષે વિચાર કરવા બેઠા.

'વસંતલાલ ખરી રીતે ગુન્હેગાર નથી' જયંતે પોતાનો અભિપ્રાય જણાવ્યો. 'એ તો માત્ર સંજોગનો ભોગ બન્યો છે.'

'એ વાત ખરી છે પણ જમશેદની ખાત્રી થવી જોઇએ ને!' મ્હેં કહ્યું.

'એ બાળવામાં કોનો હાથ હતો તે જો જડે તો એની ખાત્રી થઇ શકે.' પંડિતજી બોલી ઊઠ્યા.

'એમ કોણ બહાર આવે અને ગુન્હો કબૂલ કરે!'

વસંતલાલની ધરપકડની અને એણે જામીન પર છૂટવા માટે કરેલી અરજીનો અસ્વીકાર થવાની હકીકત છાપાંઓમાં આવી ગઇ.

મુંબાઇમાં જ્યાં જાઓ ત્યાં એજ વાત ચર્ચાતી હતી, શેર બજાર કે રૂ બજાર, દવા બજાર કે ભાત બજાર, માર્કીટ કે કોટ દરેક ઠેકાણે, ચર્ચગેટ સ્ટેશનને રસ્તે પડેલા બાંકડાઓ પર બેસનારા બુઢ્ઢા બાવાઓમાં સુદ્ધાં એ એક જ વાતની ચર્ચા ચાલતી હતી.

એવામાં અમારી અમૂંઝવણી વચ્ચે અમને એક પત્ર ટપાલ-મ મળ્યો. જે પુરાવાની અમે અપેક્ષા રાખતા હતા તે એ પુરી પાડતો હતો.

એ નીચે મુજબ હતો.

મુંબાઇ

રા૰ જયંતરાય

વિ. લખવાનું કે વસંતનિવાસવાળા કામમાં તમે રસ લો છો

એ મ્હારા જાણવામાં આવ્યું છે. પોલિસ ઉંધે રસ્તે દોરવાઈ છે, અને વસંતલાલને પરહેજ કરેલ છે. એ ભાઈ નિર્દોષ છે. ખરી વાત તો એ છે કે પ્રભાકર બી. પરિખ અને એના લોહીતરસ્યા પુરાવા-વાળા કાગળોનો અંત લાવવાને વસંતનિવાસને આગ લગાડવામાં આવી છે. પ્રભાકરની શયતાનીયતના અનેક પુરાવા મળી શકશે છતાં આ સાથે એક મોકલું છું. ખરો ગુન્હેગાર એને ઘટને કેજે પહોંચ્યો છે, પણ નિર્દોષ માણસ સંજોગનો ભોગ થતો હોવાથી ખરી હકીકત આપને જણાવી છે. આગ લગાડવામાં મ્હારો હાથ છે એ હું કબૂલ કરૂં છું અને પ્રભાકર એવાજ અંતને લાયક હતો, એ તો તમે પણ કબૂલ કરશો. એના મરણથી અનેક જણના હૃદય-પરથી ચિંતાનો ભાર ઉંચકાઈ ગયો હશે અને હૈયાં હળવાં થયાં હશે. એના કાગળો જો અત્યાર અગાઉ નાશ પામ્યા હોત તો અનેક માણસોનાં અકાળે અવસાન થતાં અટકી ગયાં હોત. મ્હારી તપાસ કરવાનો શ્રમ કૃપા કરીને લેશો નહિ. એજ વિનંતિ.

શુભેચ્છક

ઞા

**એની સાથેની કાપલીમાં પ્રભાકરના હસ્તાક્ષરમાં નીચેનું લખાણ હતું.**

'આજે સાંજ સુધીમાં પચીસ હજાર રૂપિયા તમારે મ્હને પહોંચાડવાના છે. મોડામાં મોડી રાત્રે સાડા નવ સુધીમાં મ્હને એ રકમ મળી જવી જોઈએ. નહિતર શું થશે તે તમને ફરીથી સમ-જાવવાની જરૂર નથી. તાજેતરમાં સરદાર મહેલ્લાશા પાવરીનાં લગ્ન અટકી પડ્યાં અને એમણે ઝેર ખાઈને જીવનનો અંત આણ્યો તે તરફ તમારૂં ધ્યાન ખેંચું છું મ્હારી ઉદાર સરતના અસ્વીકારનું એ પરિણામ હતું એ તમે સમજી શકશો.

શુભેચ્છક

પ્રભાકર બી. પરિખ

એની ઉપરનો તારીખ તથા સંબોધનવાળો ભાગ કાતરથી કાપી લીધેલો હતો.

'આ લખનાર કોણ હશે તે બાબત તારો શો અભિપ્રાય છે?' જયંતે મ્હને પૂછ્યું.

'એટલું જ કે એ પુરૂષ નહિ પણ સ્ત્રી છે.' મ્હેં કહ્યું.

'શા ઉપરથી એમ કહે છે?' પંડિતજીએ સવાલ કર્યો.

'એટલા ઉપરથી કે એણે પોતાની જાતિ જણાઇ ન આવે તેટલા ખાતર પ્રભાકરના પત્રનો સંબોધનવાળો ભાગ કાતરી કાઢ્યો અને પોતાનો પત્ર સીફતથી લખ્યો છે.' મ્હેં ખુલાસો કર્યો.

'એમજ છે.' જયંત બોલ્યો. 'તારૂં અનુમાન ખરૂં છે. પોતાની જાતિ જણાઇ ન આવે એવી એની ઇચ્છા છે.'

'એ બધી વાત આપણે પછી કરીશું.' પંડિતજી બોલી ઊઠ્યા. 'પહેલાં તો પેલા વસંતલાલને છોડાવવો જોઇએ.'

અમે બન્ને તરત જ જમશેદજી પાસે ગયા. એમને કાગળો વંચાવ્યા અને સર્વ હકીકતથી વાકેફ કર્યા. સરદાર મહેલ્લાશા પાવરીવાળો કીસ્સો તાજો હતો અને એમાં પોતે જ મુખ્ય ભાગ ભજવ્યો હતો. એમ પ્રભાકર પરિખે પોતાના પત્રમાં કબૂલ કર્યું હતું–અને પ્રભાકર પરિખનો અંત લાવવા માટે 'ઝ' એ વસંતનિવાસને આગ લગાડી હતી. વસંતલાલ તો માત્ર સંજોગનો ભોગ બન્યો હતો એ જયંતે એમના મગજમાં ઉતાર્યું અને ખાત્રી કરી આપી. જમશેદજીને પણ જ્યુરીની ખાત્રી કરાવી શકાય તેવા વસંતલાલની વિરૂદ્ધના પુરાવા મળતા ન હતા, એટલે જયંતની વાત સાંભળીને એમણે તરત જ વસંતલાલને છૂટો કર્યો.

એ તદ્દન નખાઇ ગયો હતો. એની આબરૂ ધૂળમાં મળી ગઇ હતી છતાં છૂટાપણું કોને નથી ગમતું? એણે જયંતનો

આભાર માન્યો.

અમે બન્ને પાછા ફરતા હતા ત્યારે મોટર મ્હેં ઠાકોરદ્વાર તરફ લીધી.

વેન્ગાર્ડ સ્ટુડિઓમાં હું જયંતને લઇ ગયો અને એક ફોટો બતાવીને કહ્યું:

'તને પત્ર લખનારની ઓળખાણ આપું?'

'આ—'

'એજ 'જ્ઞ' મ્હારી એ બાબતની ખાત્રી થઇ છે. એ પણ પ્રભાકરના પંજામાં સપડાઇ હતી અને સૌથી પહેલાં પ્રભાકર પાસે જઇ આવ્યા પછી એ ઘણીજ ઉશ્કેરાઇ ગઇ હતી. એવી હાલતમાં એનો આ કાગળ પડી ગયેલો—' એમ કહીને મ્હેં એને પ્રભાકરનો ૧૦ મી માર્ચ ૧૯— નો પત્ર આપ્યો. 'અલબત મ્હને અંગત પરિચય નથી કે એનું નામ પણ હું જાણતો નથી.' મ્હેં ઉમેર્યું.

'આપણે એને 'જ્ઞ' ના નામે ઓળખીશું તો ચાલશે.' જયંતે કહ્યું.

એના દેખાવ પરથી જણાતું હતું કે એ એને ઓળખતો હતો.

'ભલે એમ કરીશું.' મ્હેં જણાવ્યું.



# જેલને રસ્તે

'જ્યુરીના ગૃહસ્થો ગુન્હેગારનું કથન કે જેની કોઇ જાતની સાબીતી નથી અથવા જેના સમર્થનમાં કોઇપણ જાતનો પુરાવો પડ્યો નથી તે શી રીતે સ્વીકારી શકે કે ગુન્હેગાર કહે છે તે રીતે એની પાસેથી ધાકધમકીથી મોટી રકમો નારણદાસે કઢાવી એ વાત શી રીતે માની શકાય? અને એનો આ પ્રકારનો બચાવ પણ એણે સીધી રીતે રજૂ કર્યો નથી. એણે પોતાના સાક્ષી પુરાવા પણ રજૂ કર્યા નથી. અને નારણદાસે એને કઇ જાતની ધમકી આપી, કેવી રીતે આપી, કયા સંજોગોમાં આપી તેમાંનું કાંઇ પણ એણે નામદાર કૉર્ટ સમક્ષ રજૂ કર્યું નથી...'

એક આગેવાન વકીલને છાજે એ રીતે ફરિયાદીનો વકીલ છટાદાર ભાષણ કરતો હતો.

આરોપી પીંજરામાં ઉભો હતો. એનો વકીલ ન હતો.

એણે મદદ લેવાની પણ ના પાડી હતી. એની સામેનો આરોપ ગંભીર હતો અને તે ફરિયાદીએ સારી રીતે પુરવાર કર્યો હતો.

જ્યુરીએ એકમતે જાહેર કર્યું :

'ગુન્હેગાર !'

અને કૉર્ટમાં ગરબડ મચી રહી. ન્યાયાધીશે ઉંધુ ઘાલીને કૈંક લખવા માંડયું. આવે પ્રસંગે એવું તે શું લખવાનું હશે!

આરોપી ઉભો હતો, ધીર અને ગંભીર!

જરા ખુંખારો ખાઇને ન્યાયાધીશે શરૂ કર્યું :

'બંધવા! જ્યુરીના ગૃહસ્થો સાથે હું મળતો થાઉં છું. નારણદાસે તારી પાસેથી ધાકધમકીથી તારી બધી કમાણી પડાવી લીધી તેથી તું ચીઢાયો અને કાયદો તારા હાથમાં લઇને તું એના ઘરમાં ઘુસી ગયો અને તેમ કરવામાં તારી દાનત એને લુટવાની નહિ પણ એના કબજામાંથી કેટલાક ઉપયોગી કાગળો કે જેની વિગત તેં જણાવી નથી તે લેવાની હતી. તારો એ બચાવ કૉર્ટ કબૂલ રાખી શકે એમ નથી. તેં એક ગંભીર પ્રકારનો ગુન્હો કર્યો છે. જે વખતે તને પકડવામાં આવ્યો તે વખતે તારા હાથમાં ભરેલી રિવૉલ્વર હતી એ જોતાં તારો ઇરાદો સ્પષ્ટ જણાઇ આવે છે. આવા સંજોગોમાં કૉર્ટ તને સાત વરસની સખત મજુરી સાથેની કેદની સજા ફરમાવવામાં વ્યાજબી છે.'

ગુન્હેગાર સુધીરે જરાપણ ગભરાયા સિવાય પોતાની સજા સાંભળી અને એ સ્વસ્થ થઇને પોલિસના સિપાઇઓ સાથે ચાલ્યો. જતાં જતાં એણે છેલ્લી નજર પોતાની પત્ની વિજયા ઉપર નાખી.

વિજયા કૉર્ટમાં હાજર હતી. એની નજીકમાં બે અજાણ્યા ગૃહસ્થો બેઠા હતા. એણે કૉર્ટનું કામકાજ જોયું. સુધીરના વર્તનથી એને સંતોષ થયો.

પેલા બે અજાણ્યા ગૃહસ્થો બીજા કોઇ નહિ પણ જયંત અને પંડિતજી હતા.

એ બેઉ કૉર્ટમાંથી બહાર આવ્યા.

'આપણે સુધીરની સ્ત્રીની રાહ જોઇએ તો ઠીક.' જયંતે સૂચના કરી.

'સુધીરની સ્ત્રી ?'

'એને પરણ્યે આઠ જ દિવસ થયા.'

'એમ ! તો પછી બેઉ વચ્ચે અજબ સ્નેહ છે !' પંડિતજી બોલ્યા.

'જરૂર.'

એવામાં વિજયા બહાર આવી. જયંતે એની પાસે જઇને કહ્યું: 'વિજયા બ્હેન ! તમારી સાથે થોડી વાત કરવાની છે.'

'તમે રિપોર્ટર છો ?' એણે સવાલ કર્યો.

'નાજી. તમારા પતિ સાથે પણ મ્હારે કૈં ઓળખાણ નથી છતાં આ કેસ સાંભળ્યા પછી મ્હારે તમને કૈંક પૂછવું છેઃ જો તમને કૈં હરકત ન હોય તો.'

'મ્હને માફ કરો તો સારૂં. સુધીરની હેરાનગતિથી ખરી રીતે તો હું ત્રાસી ગઇ છું.'

'એ હું સ્હમજુ છું છતાં હું આ રીતે પૂછવા માગું છું તેનું કારણ તો એટલું જ છે કે એમણે જે વાત કૉર્ટમાં રજૂ કરી તે હું સાચી માનું છું અને એમને મદદ કરવા માગું છું.'

'અને મ્હારો અભિપ્રાય પૂછો તો—' પંડિતજી વચ્ચે બોલી ઉઠ્યા. 'હું પણ એટલું જ કહેવા માગું છું કે ગુન્હેગારે કૉર્ટમાં રજૂ કરેલી વિગત તદ્દન સાચી હતી. જ્યારે માણસ જૂઠું બોલે છે ત્યારે દરેક વખતે એનાં પોપચાં મીંચાય છે. જેટલીવાર જૂઠું બોલે તેટલીવાર એ મીંચાયા વિના રહેતાં નથી અને જયંત ! માણસો જ્યારે જૂઠું બોલે છે ત્યારે પોતાના

એક હાથનાં આંગળાં બીજા હાથનાં આંગળાં સાથે ભેળવી દેતો નથી પણ સ્ત્રીઓ જૂઠું બોલે છે ત્યારે એમ કરે છે—'

પંડિતજીના આ પ્રવચનથી વિજયા એમના તરફ જોઈ રહી.

અલબત્ત, માનસશાસ્ત્રના પંડિતજી પ્રખર અભ્યાસી હતા અને એમણે એ વિષય ઉપર મોટાં મોટાં પુસ્તકો લખ્યાં હતાં એટલે એ કહેતા હશે તેમાં શંકા લાવવા જેવું ઓછું હશે પણ એમનું સંભાષણ આ પ્રસંગને ઉચિત ન હતું.

'ખરી વાત એ છે કે અમે એમ માનીએ છીએ કે જો પ્રયત્ન કરવામાં આવે તો સુધીરને બચાવી શકાય એમ છે. અમે તેમાં મદદ કરવા માગીએ છીએ, અને તેને માટે જ કેટલીક વિગતોની જરૂર છે.'

'તો પછી તમને હરકત ન હોય તો મ્હારે ત્યાં આવશો?' વિજયાએ પૂછ્યું.

'અપીલ કરવાથી કંઈ વળશે નહિ એવી મ્હને તો સલાહ મળી છે.'

'અપીલ કૉર્ટ કંઈ કરે એમ નથી. જે પૂરાવા છે તેને આધારે એ કરે પણ શું!'

'પણ હમણાં તો તમે કહ્યુંને કે તમે એમને બચાવી શકશો—'

અને એટલું બોલતાં એની આંખમાં ઝળઝળિયાં આવ્યાં.

'અમે નારણદાસને ઓળખીએ છીએ. એના વિષે અવારનવાર અમારી પાસે ફરિયાદો આવતી રહી છે.'

'ત્યારે તમે ડિટેકટીવ છો?' વિજયાએ પૂછ્યું.

જયંત હસ્યો. પંડિતજીએ કહ્યું:

'એકલા ડિટેકટીવ અથવા ગુન્હાશોધક નહિ પણ કેટલીક વખત અમે એ રીતે વર્તીએ છીએ કે જેથી ખરો ગુન્હેગાર એને ઘટતે ફેજે પહોંચે અને નિર્દોષને ન્યાય મળે. અમારો

ન્યાય કરવાનો રસ્તો જુદો છે।

થોડીવારમાં અમે સુધીરના રહેઠાણ આગળ આવી પહોંચ્યા. એનો ફ્લૅટ નાનો પણ સુંદર હતો.

વિજયા મ્હોં ધોઇ આવી અને સ્વસ્થ થઇને બેઠી.

'હું સમજું છું કે તમે બેઉ ગૃહસ્થો અમને મદદ કરવા માગો છો' વિજયાએ કહ્યું. 'પણ મ્હારી સમજમાં એ નથી ઉતરતું કે તમે કઇ રીતે મદદ કરી શકશો. કારણ કે અમારી સાથે પોલિસે પણ કૈં ખરાબ વર્તન ચલાવ્યું નથી. એમને પણ શક હતો કે નારણદાસ લોકો પાસેથી ધાક ધમકીથી નાણાં કઢાવે છે પણ તેના એમની પાસે કૈં પુરાવા નથી. અમારી પાસેથી એનો પુરાવો મળશે એવી પોલિસની માન્યતા હતી પણ અમે એવો કશો પુરાવો રજૂ કરીએ એવું હતું નહિ એટલે કૉર્ટે પણ સુધીરનો બચાવ માન્યો નહિ. આ હકીકત છે એટલે આપ શી રીતે મદદ કરશો તે મ્હને સમજાતું નથી. બોલો, હવે આપને શું પૂછવાનું છે?'

'જે વાત કૉર્ટમાં કહી ન હતી તે.' જયંતે કહ્યું.

વિજયાએ થોડીવાર વિચાર કરીને કહ્યું: 'તે હું કહીશ. મ્હારા વકિલને મ્હેં કહી હતી અને એણે તે માની હતી પણ એ પુરવાર કરવી મુશ્કેલ હોવાથી એણે તે કૉર્ટમાં રજૂ ન કરવાની સલાહ આપી હતી. કૉર્ટ જે માની શકે એમ નથી તે તમે શી રીતે કબૂલ રાખશો?'

'એની સચ્ચાઇની અમને ખાત્રી છે.'

'ભલે. તો પછી બધી હકીકત આપને અથેતિ કહું.' વિજયા બોલી.

'એમજ. અમે એટલું જ જાણવા માગીએ છીએ.'

અને વિજયાએ કહેવા માંડ્યું:

'જ્યારે હું ભણતી હતી ત્યારે મ્હારી સાથે પ્રેમજી પુરો-

હિત કરીને એક છોકરો ભણતો હતો. અમે બેઉ એક જ વર્ગમાં હતાં અને મ્હને એના તરફ સાધારણ મમતા હતી.'

'માનસશાસ્ત્ર એનો ખુલાસો ઘણી સારી રીતે કરે છે.' પંડિતજી વચ્ચે બોલી ઊઠ્યા.

'હરકત નહિ, તમારી વાત આગળ ચલાવો.' જયંતે કહ્યું.

'અલબત, અમારી બેઉની વચ્ચે સામાન્ય મૈત્રી હતી. બે વિદ્યાર્થીઓ વચ્ચે હોય છે તેવી જ. એ જરા ચપળ વિદ્યાર્થી હતો અને અવારનવાર મ્હને રમજાવતો. પછી તો અમે જરા આગળ વધ્યાં અને એ અરસામાં મ્હેં એને એક બે કાગળો લખેલા. વખતે વધારે પણ લખ્યા હશે એ વખતે તો મ્હને એમાં કૈંજ વાંધા પડતું લાગેલું નહિ પણ આ વખતે આટલા અનુભવ પછી જ્યારે હું એ વાંચું છું ત્યારે તો હરીજ જાઉં છું.'

'એટલે એ કાગળો અત્યારે તમારી પાસે છે?' પંડિતજીએ પૂછ્યું.

વિજયાએ માથું હલાવી ના પાડી.

'મ્હારી પાસે અસલ કાગળ નથી પણ નારણદાસે આપેલી એની નકલ છે. એ કાગળોમાંનો એક જે પુરોહિતે ફાડી નાખ્યો ન હતો તે એની માના હાથમાં આવ્યો અને એણે તે વાંચ્યો. પછી તો એ રાતી પીળી થઇ ગઇ. એ અમારી વર્ગશિક્ષિકા પાસે આવી અને પેલો કાગળ શિક્ષિકાને આપ્યો અને ખૂબ ફરિયાદ કરી. શિક્ષિકા અમારા ઉપર ઘણી ખીજાઇ અને એણે પુરોહિતની માને ઠંડી પાડી એનો બાપ કાઠિયાવાડમાં કે કૈં બહારગામ હતો તે ઠીક હતું નહિતર એ વળી વધારે ચિઢાત. આ બનાવ પછી અમારી મૈત્રી તૂટી અને અમે એક બીજા સાથે બોલવાનું પણ છોડી દીધું. એને બીજા વર્ગમાં મોકલવામાં આવ્યો. આ રીતે એ પ્રકરણનો અંત આવ્યો. મ્હારો પેલો

કાગળ તે પછી નારણદાસના હાથમાં શી રીતે આવ્યો તે મ્હને સમજાતું નથી. એ માણસનું નામ પણ મ્હેં સાંભળ્યું ન હતું. સુધીર સાથેનાં મ્હારાં લગ્ન નક્કી થયાં અને તીથિ પણ નક્કી થઇ તે અરસામાં મ્હને એક કાગળ મળ્યો. એમાં મ્હને એણે પોતાની એપોલો સ્ટ્રીટની ઑફિસમાં અમુક વખતે મળવા બોલાવી હતી. એણે મળવા જતી વખતે એણે લખેલો કાગળ લઇને જવાનું લખ્યું હતું. શું કામ હશે એ સંબંધી તર્કવિતર્ક કરતી હું ગઇ. એણે મ્હારી પાસેથી પેલો કાગળ સૌથી પહેલાં લઇ લીધો અને તે પછી ટુંકામાં એણે મ્હને શા માટે બોલાવી હતી તે કહ્યું.'

'એણે તમારો કાગળ તમને વેચવા માટે જ બોલાવેલાને ?' પંડિતજીએ પૂછ્યું. 'કેટલી કિંમતે ?'

'પાંચ હજારમાં. અને એજ એની હરામખોરી હતી. એને ખબર હતી કે સુધીરે કેટલી રકમ બચાવી હતી અને તેને આધારે જ એણે એ માગણી કરી હતી.'

'એણે તમને કાગળ બતાવ્યો ?' જયંતે પૂછ્યું.

વિજયાએ ડોકું હલાવી ના પાડી.

'નાજી. અસલ કાગળને બદલે એણે તેનો ફોટોગ્રાફ મ્હને બતાવ્યો. એ મ્હેં વાંચ્યો અને એની નિર્દોષ ઇબારતનો કેવો દુરૂપયોગ થઇ શકે એનો વિચાર કરીને હું ઠરી ગઇ. મ્હારૂં લોહી થીજી ગયું ! આ સંજોગોમાં મ્હારે માટે જો કૈં પણ ઉપાય હોય તો તે એક માત્ર સુધીરને બધીયે સાચેસાચી વાત કહેવાનો અને એની મદદ માગવાનો. નારણદાસે મ્હને ધમકી આપી હતી કે એણે માંગેલી રકમે જો એ કાગળ ખરીદી લેવા હું તૈયાર ન હોઉં અથવા ગોઠવણ ન કરૂં તો તે એ કાગળના ફોટોગ્રાફની સેંકડો નકલો કઢાવી અમારા દરેકે દરેક ઓળખીતા પારખીતા સગાસ્નેહી અને સંબંધીઓને

મોકલી આપશે. ખાસ કરીને એક નકલ સુધીરના કાકાને મોકલી આપશે કે જેથી તેઓ સુધીરે કેવી સ્ત્રી પસંદ કરી છે તે જાણી શકે અને એને પોતાના વારસામાંથી બાતલ કરે. આ ઉપરથી હું સુધીરને મળી અને બધી વાત કરી. ભગવાનની મ્હારા પર પૂરી દયા હતી એટલે એણે જરા પણ શંકા ઊઠાવ્યા સિવાય મ્હારી વાત સાચી માની અને એણે નારણદાસને મળવાનું નક્કી કર્યું. બેઉ જણ મળ્યા અને એમની વચ્ચે સખત બોલાચાલી થઇ હશે પણ છેવટે સુધીરને નમતું આપવું પડયું હશે. બેઉ જણ વચ્ચે છેવટે એ નક્કી ગયું કે સુધીરે નારણદાસને પાંચ હજાર રૂપિયા—દસ દસની નોટોમાંજ—આપવા અને નારણદાસે એની પહોંચ પેલા કાગળના એક કોરા પાન ઉપર આપવી. પાંચ હજાર રૂપિયા એ એની આજ લગીની બચત હતી. નારણદાસે એથી એક પાઇ પણ ઓછી લેવાની ના પાડી. પછી બેઉ જણે કયાં મળવું ને આ બધું નક્કી કરવું તે ઠરાવ્યું. એમણે નારણદાસને ઘેર મળવાનું ઠરાવ્યું.'

'બજારગેટ નં. ૧૮૪ માં' પંડિતજી બોલી ઊઠ્યા.

'તમોએ જોયું લાગે છે!' વિજયાએ નવાઇ પામીને કહ્યું 'એજ. ત્યાં સુધીર ગયો અને ગોઠવણ પ્રમાણે દસદસ રૂપિયાની સો સો નોટોનાં પાંચ બંડલ ગણી આપ્યાં. એ લઇને નારણદાસે પેલો કાગળ કાઢયો, એના કોરા પાન ઉપર રસીદ લખીને સહી કરી, એના ઉપર બ્લોટીંગ દબાવ્યું અને કાગળની ગડી વાળી એક પરબિડીયામાં બંધ કરીને એ સુધીરને આપ્યુ. સુધીર ઘેર આવ્યો એણે પેલું પરબિડીયું ઉઘાડીને મ્હને બતાવવાને કાગળ કાઢયો ત્યારે એને ખબર પડી કે અસલ કાગળ પાછો આપવાને બદલે નારણદાસે પરબીડીયામાં માત્ર કોરો કાગળ મૂકયો હતો.'

'એણે કાગળોની અદલાબદલી કરી નાખેલી.' પંડિતજીએ

જણાવ્યું.

'એમજ. આ રીતે એણે છેતરપીંડી કરવાથી સુધીરનો મિજાજ ગયો એટલે એણે પોતેજ આ હરામખોરને શિક્ષા કરવાનો વિચાર કર્યો અને આજે તમે સાંભળ્યું પણ ખરૂં કે એ કઇ રીતે નારણદાસના ઘરમાં ગયો અને એને કેવી રીતે પોતાની રિવોલ્વરથી ભડકાવ્યો.'

'નારણદાસે હથિયાર વાપરવાની ઘણીજ તાલીમ લીધી છે એટલે એ એવી રીતે ભડકે એમ ન હતું. અલબત, સુધીરને એ વાતની ખબર નહિ હશે કારણ કે એણે તરતજ સુધીરનો રિવોલ્વરવાળો હાથ પકડી લીધો હતો.'

'બરાબર છે. એકંદરે આ મ્હારી કથની છે અને તે જો તમારી ગળે ઉતરતી હોય તો કૃપા કરી સુધીરને બચાવો. તમારો એ ઉપકાર મરતા સુધી હું નહિ વિસરૂં.'

'સુધીરની ગણતરી ખોટી હતી.' પંડિતજીએ કહ્યું. 'કારણ કે નારણદાસ જેવો માણસ આવો કાગળ પોતાના મકાનમાં રાખે એ માનવા જેવું નથી. ઓછામાં ઓછા આઠથી દસ કલાક એ પોતે બહાર જતો હતો. એણે વખતે એ કાગળનો નાશ કર્યો હશે અથવા ભવિષ્યમાં કામ આવશે એમ ધારીને રાખી પણ મૂકયો હોય કારણ કે તેની મદદથી હજી પણ તમારી પાસેથી પૈસા કઢાવી શકાય એમ છે. એટલે એણે હજી પણ રાખી મૂકયો હોય.'

'રાખી મૂકયો હોય!' વિજયા બોલી. એ લાગણી વશ થઇને ગુસ્સાથી ધ્રૂજતી હતી.

'તો આઠ દિવસમાં એ લાવીને તમારા હાથમાં આપવાનું હું વચન આપુ છું.' જયંતે કહ્યું.

અને તરત જ બેઉ જણે રજા લીધી.

નારણદાસે ઘેર જઇને પોતાના નોકર જાદવજીને રસોડામાં

સૂવાનો હુકમ કર્યો. એ એકજ રસ્તેથી મધરાતના મ્હેમાન એ મકાનમાં આવે એવું હતું એટલે એના ઉપાય તરિકે એણે બદવજીને ત્યાં સૂવાનું કહ્યું.

પછી એણે બદવજીને કૈં કામે બહાર મોકલ્યો.

બદવજી ગયો એટલે નારણદાસે પોતાની તીજોરી ઉઘાડી અને તેમાંથી એક ચોપડી કાઢી જોવા માંડી. એ એની પાસ બુક હતી. એણે તે જોવા માંડી. બાર વરસ પહેલાં એ મુંબાઇ આવ્યો હતો અને એણે પોતાનો ધંધો શરૂ કર્યો હતો. એણે ધાર્યા કરતાં પણ એણે અઢળક સંપત્તિ પેદા કરી હતી. એણે ઇંગ્રેજીમાં જેને 'બ્લેક મેઇલ' કહે છે તે ધંધો–સફેદ ઠગનો ધંધો સ્વીકાર્યો હતો અને ભારે કુનેહથી એ કર્યે ગયો હતો.

આવા સફેદ ઠગ કરતાં ખૂની હજાર દરજ્જે સારો. એ તો એકકે ઝટકે અથવા એકી વખતે પોતાના શિકારનો અંત આણે છે, પણ આવા સફેદ ઠગ તો એને ભયંકર યાતના સહન કરતો જીવવા દે છે અને એના શોણિતનું બિન્દુએ બિન્દુ ધીરે ધીરે ચૂસી લે છે. એ ઉપરાંત એની કુનેહ એવી હોય છે કે એ કાયદાની ચુંગાલમાં એકાએક સપડાતો નથી.

એણે પોતાનો પૈસો આ ઠેકાણે રોકયો હતો. ખૂબ વિચાર કરીને એણે ઓરિએન્ટલ બૅંક પસંદ કરી હતી. એ પોતાના ઘરાકોની ખાનગી વિગત જરા પણ બહાર જવા દેતી ન હતી. વળી એ જોઇએ તેટલી રકમ શિલકે રાખતી હતી અને ગમે તેવી મોટી રકમનો ચેક તરત જ ચૂકાવતી હતી. નારણદાસને તો એ સગવડની જરૂર હતી. એને તો વખત આવ્યે ઘડીના છઠ્ઠા ભાગમાં પોતાના પૈસા લઇને પલાયન થવું હોય તો થઇ જવાય એવી ગોઠવણ રાખવી હતી.

એ રાત વીતી ગઇ.

બીજે દિવસે સવારે બદવજીએ ફરિયાદ કરી કે એને

શરદી થઇ હતી

'ઓઢવાનું વધારે રાખજે. બે કામળા વધારે ઓઢજે.'

જમીને એ પોતાની ઑફીસે ગયો.

એના ઘરનું સામાન્ય કામકાજ એક ઘાટણ કરી જતી.

અગિયાર વાગે એક સદ્‌ગૃહસ્થ નારણદાસને મળવા આવ્યો.

જાદવજીએ જણાવ્યું કે 'તેઓ ઑફિસમાં ગયા છે. શું કામ છે? ક્યાંથી આવ્યા છો?'

'સેફ ડીપોઝીટમાંથી.' પેલાએ જવાબ આપ્યો.

'કઇ સેફ ડીપોઝીટ?' જાદવજીએ સશંક પૂછયું.

'યુલિયનની સેફ ડીપોઝીટ.' પેલાએ કહ્યું. 'એટલું જ પૂછવાનું હતું કે છેલ્લી વખતે તેઓ આવ્યા ત્યારે ચાવીઓ તો ભૂલી નથી ગયાને?'

જાદવજીએ ડોકું ધૂણાવી ના પાડી.

'અમારે સેફ ડીપોઝીટ સાથે વહેવાર જ નથી' એણે કહ્યું. 'અને મ્હારા શેઠ ભાગ્યે જ એવી ચાવીઓ મૂકીને આવવા જેવી ભૂલ કરે!'

'ત્યારે વખતે મ્હારી ભૂલ થતી હશે. આ મકાન શેઠ સુંદરદાસનું ને?'

'નાજી.' અને તરતજ પેલા ગૃહસ્થે રજા લીધી.

થોડે દૂર એનો સાથી ઊભો હતો તેને એ મળ્યો અને જણાવ્યું: 'જયંત! એ લોકોનું સેફ ડીપોઝીટમાં ખાતુંજ નથી.'

'મ્હેં તો કહ્યું જ હતું કે એ બધું બૅંકમાં જ રાખતો હશે.' જયંતે જણાવ્યું. 'છતાં તમે સૂચના કરી તો એ વાતની પણ આપણે ખાત્રી કરી લીધી. હવે તો એ નક્કી થયું કે એ પોતાનાં નાણાં અને કાગળો બૅંકમાં જ રાખે છે.'

'ઓરીએન્ટલ બૅંકમાં.' પંડિતજીએ કહ્યું.

'ત્યાં જ.'

'એને બીજી રીતે સીધા કરી શકાય એમ નથી!' પંડિતજીએ પૂછ્યું.

'એણે જ્યુજીત્સુની સારી રીતે તાલિમ લીધી છે એટલે એ વિચાર નકામો છે. એ પોતાની રિવોલ્વર પાસે જ રાખે છે ને તેનો ઉપયોગ પણ જલદી કરે છે.'

'તો પછી બીજી યુક્તિ અજમાવવી પડશે.'

'તે પણ જોઇશું. એ કામ નટવરને સોંપીશું.' જયંતે કહ્યું.

અને જયંતે બીજે દિવસે નારણદાસને એની ઑફિસમાં મળવાનું કામ મ્હને સોંપ્યું અને ઘટતી સૂચનાઓ કરી.

નારણદાસની ઑફિસ ઍપોલો સ્ટ્રીટમાં આવેલી હતી અને એનો દેખીતો ધંધો શરાફીનો-નાણાંની ધીરધારનો હતો. એક રીતે એનો આ ધંધો પણ એના બીજા ધંધામાં ખૂબ મદદકર્તા હતો. જે એ એક હાથે આપતો અથવા ભારે વ્યાજે ધીરતો તે બીજે હાથે પડાવી લેતો અને વળી આ દેખીતો ધંધો એના પેલા ધંધાની ઢાલ રૂપ હતો.

વળતે દિવસે યુરોપિયન પોષાકમાં હું એની ઑફિસમાં ગયો. એના માણસે મ્હારૂં નામ જે મ્હેં મહેલ્લાશા પાવરી જણાવ્યું હતું તે કહ્યું અને જણાવ્યું કે હું ઓરિએન્ટલ બૅંકનો કલાર્ક છું એટલે એણે મ્હને મળવાની હા પાડી

હું એની ચેમ્બરમાં ગયો એટલે એણે મ્હને આવકાર આપ્યો અને પૂછ્યું: 'બોલો શું કામ છે?'

'આપની સાથે પાંચેક મીનીટ અગત્યની વાત કરવી છે.' એમ કહીને મ્હેં એના કાચના પાર્ટીશન તરફ જોયું.

'તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો આપણી વાત બીજી બાજુ નહિ સંભળાય.'

જાણે હું ખૂબ મુંઝાયો હોઉં એવો ભાવ લાવીને મ્હેં કહ્યું: 'આપની સાથે વાત કેમ શરૂ કરવી એજ મ્હારી મુંઝ

ચણુ છે. આથ બનાવથી હું એટલો કંટાળી ગયો છેવું કે જેની હદ નહિ!

'પણ છે શું?'

'અરે બાવા! ઘણી જ ગંભીર વાત છે. ભારે મુંઝવણ છે.'

'હરકત નહિ. એનાથી હું કૈં ગભરાવાનો નથી.'

આજ અગાઉ નારણદાસ પાસે આવી તો કેટલી યે ગંભીર વાતો અને મુંઝવણો રજૂ થઇ હતી એને તેમાં છેવટે એવું આવતું કે રજૂ કરનાર પાસે પૈસા નથી અને બેલિફ હેરાન કરે છે, અથવા કેટલીક વખત એમ પણ બનતું કે કોઇ લેણદાર એના પગાર પર જપ્તી લાવવાની ધમકી આપે છે અને જો પગાર પર જપ્તી આવે તો એની ચાકરી જાય.

'અરે બાવા! વાત એમ છે કે મ્હારો ભાઇ ધનજીશા ઓરિએન્ટલ બેંકમાં કેશીયર છે.' મ્હેં ભારે ગભરાટથી કહેવા માંડ્યું. 'અને મ્હને ખબર વટિક નહિ હતી કે એણે બેંકને પૈસે રૂનો સટ્ટો કર્યો હશે. આજેજ મ્હને ખબરે પડી કે એણે ધૂમ સટ્ટો કર્યો છે અને વખત છે ને એ આપઘાત પણ કરી બેસે—'

'શાથી?' અધીરાઇથી નારણદાસે પૂછ્યું.

'અરે બાવા! એણે બેંકનાં નાણાં સટ્ટામાં વાપર્યાં છે તેથી. બીજું શું? બે વરસ ઉપરની વાત હોત તો જાણે ઠીક હતું પણ હમણાં તો તમે જાણો છો કેની બધાય ધંધામાં કસ નથી તે વખતે—'

'એણે કેટલાક રૂપિયાનો ગોટાળો કર્યો છે?'

'વીસથી પચીસ લાખ રૂપિયા હશે' બહુજ ધીમેથી મ્હેં જવાબ આપ્યો.

'વીસ લાખ?' એણે ગભરાઇને પૂછ્યું.

'હાજી. પણ તમે જો મેનેજરને અથવા ડીરેક્ટરને એને માટે કહો તો—'

'શું કહે! કપાળ.' એણે ગુસ્સામાં કહ્યું. 'એને માટે ભલામણ કરે!' પણ એકાએક એના મગજમાં કંઈક વિચાર આવ્યો એટલે એ ઠંડો પડ્યો અને પોતાનું ઘડિયાળ જોયું. એમાં પોણા ત્રણ વાગ્યા હતા.

'બૅંકમાં આ વાતની કોઇને ખબર છે?' એણે પૂછ્યું.

'હજી તો નથી પડી પણ મ્હારે બધી વાત મેનેજરને કહેવી પડશે. આજે બૅંક બંધ થાય પછી એવણને મળવાનો મ્હારો વિચાર છે—'

'હમણાં તમે બૅંકમાં જવાના છો?'

'હાજી' મ્હેં જવાબ આપ્યો.

'ભલા માણસ! હું કહું તે જરા સાંભળો.' નારણદાસે કહ્યું. એણે પોતાનું પાકીટ કાઢ્યું અને તેમાંથી સો સો રૂપિયાની પાંચ નોટ કાઢીને મ્હારા હાથમાં આપી. 'એ લો અને સીધેસીધા ઘેર જાવ.'

'પણ સાહેબ! મ્હારે બૅંકમાં જવું જોઇએ. તેઓ મ્હારે વરે શું ધારશે?' નોટ લેતાં મ્હેં જણાવ્યું.

'જે ધારે તે ધારવાદો. બધી વાત બહાર આવે ત્યારે તમારો ખુલાસો સૌ માનશે. હમણાં હું કહું છું તેમ કરો.'

'પણ એમ શી રીતે—'

'બીજી કંઈ વાત નહિ. તમે તમારું મોઢું બંધ રાખો અને મુગા મુગા ઘેર જાવ. તમે સમજ્યાને મી. પાવરી!'

'હા સાહેબ!' મ્હેં કહ્યું.

અને મ્હેં ત્યાંથી સીધા પ્રિન્સેસ સ્ટ્રીટમાં આવીને જયંતને બધી વાત કહી.

નારણદાસે તરતજ ઓરિએન્ટલ બૅંકનો રસ્તો લીધો અને પોતાનો ચૅક રજૂ કર્યો.

એ જોઇને કલાર્કે નારણદાસ તરફ જોયું અને કહ્યું: 'કેમ

સાહેબ ! આ તો લગભગ આપના ખતાની બધીજ રકમ છે.'

'મ્હારે એકાએક જપાન જવાનું છે અને બે એક વર્ષ ત્યાં રોકાવું પડશે. પણ ખાતુ ચાલુ રાખવા જેટલી તો રકમ રહેશે જ.'

'તે તો છે જ. તો પછી આપને પેલી પેટી પણ જોઇશે—'

'હાસ્તો.'

અને થોડા વખતમાં ઘટતી વિધિ થઇ ગઇ અને નારણદાસ પોતાના ખીસ્સામાં એક સારી જેવી રકમ અને હાથમાં નાની સરખી એક પેટી લઇને બૅંકમાંથી બહાર નીકળ્યો.

એ ઘેર ગયો અને પોતાની તિજોરીમાં સંભાળીને એ બધું રાખ્યું.

નારણદાસના ઘરની બાજુમાં એક ફેક્ટરી બંધાતી હતી અને તે માટે લાકડાં વગેરેના ગંજ ખડકાઇ ગયા હતા.

અચાનક એમાં તે દિવસે રાત્રે આગ લાગી અને બંબાઓ બોલાવવામાં આવ્યા. ચારે તરફથી પાણીનો મારો શરૂ થયો પણ આગ કાબુમાં આવી નહિ.

એકાએક નારણદાસનાં બારણાં ઠોકાયાં.

જાદવજીએ તે ઉઘાડ્યાં.

'તમારા મકાનમાંથી પાણીનો મારો ચલાવવો પડશે.' બંબાવાળાએ કહ્યું.

એવામાં નારણદાસ આવી પહોંચ્યો. એણે બંબાવાળાને સમજાવવા માંડ્યો પણ તેણે માન્યું નહિ એટલે કહ્યું: 'જરા મ્હારી સાથે ઉપર આવો. મ્હારે થોડીક વાત કરવી છે.'

બંબાવાળો એની સાથે ઉપર ગયો.

'આ મકાનમાંથી પાણી છાંટવાનો મ્હને હુકમ થયો છે.'

'હરકત નહિ, પણ આ લાઇનમાં બીજાં ઘણાં મકાન છે અને તમારી મહેનત ફોકટ નહિ જાય. દસની નોટ એને માટે

પુરતી છે, ઊભા રહો—'

એમ કહીને નારણદાસ ઓરડાના ખંડમાં ગયો અને તિજોરી ઉઘાડી.

તિજોરી ઉઘાડી એટલે પાછળથી અવાજ આવ્યો: 'નારણદાસ! બેઉ હાથ ઊંચા કરો. જો જરા પણ હાલ્યા છો તો આ તમારી શરમ નહિ રાખે.' એમ કહીને બંબાવાળાએ પિસ્તોલ બતાવી:

'તમે કોણ છો?'

અને બંબાવાળાએ એક એવું નામ દીધું કે જે સાંભળીને નારણદાસનું લોહી થીજી ગયું. એણે એ નામ સાંભળ્યું હતું અને જ્યાં કાયદાનો લાંબો હાથ પહોંચી શકતો નથી ત્યાં એ મંડળ પોતાના હાથમાં કાયદો લઈને સજા કરે છે એમ એ જાણતો હતો.

અને એની નજર સામેજ પેલી પેટી જે એણે આજે બપોરેજ ઓરીએન્ટલ બૅંકમાંથી આણી હતી તે ઉપડી ગઇ અને એ જોતો જ રહી ગયો.

* * *

બીજે દિવસે સવારે નવ વાગે નારણદાસ સુસ્ત થઈને બેઠો હતો,

એવામાં સુપ્રીન્ટેન્ડન્ટ રામરાય બક્ષીએ આવીને કહ્યું: 'ચાલો નારણદાસ, તમોને પકડવાનું મ્હારી પાસે વૉરંટ છે.'

'અને તહોમત શું છે?' નારણદાસે પૂછ્યું.

'ધાક ધમકીથી પૈસા કઢાવવાનું. એ ઉપરાંત એટલા બધા પુરાવા છે કે તમને કાળા પાણીએ મોકલતાં પણ વાર નહિ લાગે. આજેજ એ બધા અમારા હાથમાં મૂકવામાં આવ્યા. તમે પેલા સુધીરને ખોટો ધકેલી દીધો. એની વાત ખરી હતી. તમારી સામે આ પુરાવાઓ કોણે મોકલ્યા તેનું કૈં અનુમાન

કરી શકો છો ?'

પણ નારણદાસે એને જવાબ આપ્યો નહિ.

એના કાનમાં હજીયે પેલા બંબાવાળાએ જતાં જતાં કહેલા શબ્દોના ભણકારા વાગતા હતાઃ 'અમારે તને મારી નાખવો હોત તો તે કંઈ અઘરૂં ન હતું. મહેલ્લાશા પાવરીએ તને પુરો કર્યો હોત. જેટલી સીફતથી પેલી ફેકટરીને આગ લગાડી તેટલીજ સીફતથી એ કામ પાર પડયું હોત પણ એ નિર્ણય પર અમે આવ્યા નથી. જો આ વાતનો એકપણ અક્ષર બહાર પડયો છે અથવા કોઇની પણ પાસે તેં એનો ઉચ્ચાર પણ કર્યો છે તો તેજ વખતે તારી આસપાસ ગમે તેટલો ચોકી પહેરો હશે તોપણ અમે તારા જીવનનો અંત આણતાં અચકાઇશું નહિ.'

અને એની એ ધમકી માત્ર સુકો દમ ન હતો પણ વખત આવ્યે એ અમલમાં મૂકયા સિવાય જંપે એવા એ માણસો ન હતા તેની નારણદાસને ખાત્રી હતી.

એણે કોર્ટમાં પણ પોતાનો બચાવ કર્યો નહિ અને મુગે મુગો જેલને રસ્તે ગયો.

*   *   *

સુધીરની સજા રદ થઇ અને તે પાછો આવ્યો. વિજયાને એનો અસલ કાગળ મળી ગયો હતો. સુધીર આબરૂભેર પાછો આવ્યો તે એને મન સોનાનો સુરજ ઉગવા જેવી વાત હતી.

# ☆ સમાપ્ત ☆

ગુન્હાશોધનનાં અજબનાં પરાક્રમોને લગતી વાર્તાઓ વાંચવાની કુમારજીવનમાં તાલાવેલી જાગે છે અને તે વૃત્તિ જીવનમાં દીર્ઘ કાળ-સુધી કાયમ રહે છે. એ પ્રસંગે જો પ્રેરણાદાયી વાચન મળે તો મગજશક્તિનો સુંદર વિકાસ થાય છે. દરેક વસ્તુ કે વિગત ઝીણવટથી જોવા સમજવાની અને તેનું હાર્દ પામવાની અદ્ભુત શક્તિ એનાથી સાંપડે છે અને જીવન સાફલ્યનો માર્ગ સરળ બને છે.

★ ★ ★

આ રીતે માનવજીવનનો અનેકવિધ વિકાસ કરી શકે એવી પ્રેરણાદાયી રસિક વાર્તાઓ આપવાની યોજના 'સાહસ કથાવલિ' માં કરવામાં આવી છે.

